૪૯૩૪

# પુષ્કર મહાત્મનું ભાષાંતર

## મુળ સંસકૃત ઊપરથી

ભાષાંતર કરનાર
મિશ્ર સાલગ્રામ શાસ્ત્રી હેડ પંડીત
ગવરમેંટ કાલેજ
અજમેર

છપાવી પ્રસિદ્ધ કરનાર
મંગલદાસ ગોવિંદદાસ પારિખ
અજમેર

પેંહેલી આવૃતી ૩૦૦૦ પ્રત

સુરત.

વિકટોરીયા પ્રેસમાં મંછારામ ઘેલાભાઇએ છાપ્યું



વિક્રમ સંવત ૧૯૪૮ સને ૧૮૯૨

કીંમત ચાર આના

૪૯૩૪

# પુષ્કર મહાત્મનું ભાષાંતર

## મુળ સંસકૃત ઊપરથી

ભાષાંતર કરનાર
મિશ્ર સાલગ્રામ શાસ્ત્રી હેડ પંડીત
ગવરમેંટ કોલેજ
અજમેર

છપાવી પ્રસિદ્ધ કરનાર
**મંગલદાસ ગોવિંદદાસ પારીખ**
અજમેર

પેહેલી આવૃતી ૩૦૦૦ પ્રત
સુરત
વિકટોરીયા પ્રેસમાં મંછારામ ઘેલાભાઈએ છાપ્યું



વિક્રમ સંવત ૧૯૪૮ સને ૧૮૯૨
કીમત ચાર આના

# પ્રસ્તાવના.

આ તીર્થ માહાત્મનું ગુજરાતીમાં તેમજ બીજી પ્રાકૃત ભાષામાં ભાષાન્તર પ્રગટ થએલું નથી; અને ઘણાં જાત્રાલુ ઓના ત્યાં આવરો જાવરો થાય છે પણ તેનું પુરતું મા હાત્મ તઓના જાણવામાં આવતું નથી અને કદાચ કોઇ બ્રાહ્મણ પાસે વંચાવી સાંભળવા ચાહતો એટલા અવકાશ સુધી રહેવાનું બને નહીં એમ જાણી સર્વ લોકોને પુરતો લાભ મળી શકે અને સારી રીતે પુર્ણ જાત્રા થાય તે હેતુ થી મેં પ્રખ્યાત મીશ્ર શાલગ્રામ શાસ્ત્રી પાસે ભાષાન્તર કરા વી રા. રા. મોહનલાલ બેચરદાસની સહાયતાથી પ્રગટ કર્યું છે.

**મંગલદાસ ગોવીંદદાસ પારીખ.**

અજમેર આગ્રાદરવાજે.



# જયકૃષ્ણ

# પુષ્કર માહાત્મ.

---

## શ્રી ગણેશાયનમાંઃ

### કુંડળીયો.

ધરિ ધ્યાન રાધા સ્વામીનું સજ્જન હીત વિચાર,
મહીમા પુષ્કરરાજની નિજ મતને અનુસાર,
નિજ મતને અનુસાર કહું જીવને સુખ દેવા,
ટળી અઘ થાએ સુદ્ધ, પ્રભુ પદ પામવા જેવા,
પામે મોહનલાલ સરવ સુખ મંગળકારી,
કહે છે સાલગ્રામ એજ છે વિનતી મારી.

### ચોપાઇ.

સોમ સરીખું શ્વેતજ સોભે, જોઇ નિર્મળતા મુની મન લોભે;
ગજ વહલોવે સુંઢથી વારી, મગરમચ્છ ડોહાલે જળ ભારી
થાએ ફીણુ સ્વચ્છ પય જેવું, લાજે મન અતીસે કામધેનું
વેદ ગાનમાં શ્રેષ્ઠ છે દ્વિજ, વ્રત નીયમ કરી પુજે નીજ;
ૐકારથી શોભે ત્રીભુવન ત્રાતા, શ્રષ્ટિકર બ્રહ્મા વિખ્યાતા;
તેની દ્રષ્ટિ વડે પવીત્ર, પ્રસિદ્ધ થયું છે પુષ્કર નીત્ર;
વપુ જેનું અતી રમણ્ય શોભિત, કરે નાશ અમંગળ નીત;
એવું નિર્મળ પુષ્કર વારી, પાપ હણી કરે પવિત્ર સુધારી

**રૂષી**—હે માહા ભાગ્ય સુત પુત્ર, તમારી પાસેથી પ્રત્યક્ષ તિર્થનું મહાત્મ અમે સાંભળવા ઇચ્છીએ છીએ. હે લોમ હર્ષણ-સુત, સાડાત્રણ ક્રોડ તીર્થથી જે દેશ પવીત્ર અને પ્રસીદ્ધ થયેલા છે ને, ક્ષેત્ર, અર્ણ્ય, નદી અને સરોવર એ ચાર ભેદથી ઉપ્તન થયેલ છે. હે બ્રાહ્મણોમાં શ્રેષ્ટ માહા ભાગ્ય, એમાંથી ક્ષેત્ર, અર્ણ-ય, નદી અને સરોવર જે તમારા વિચારમાં શ્રેષ્ટ હોય એનું વ-ર્ણન કહી સંભળાવો. જે સાંભળવાથી આ સઘળા તિર્થોનું પુન્ય થાય અને માણસોનાં પાપો દુર થાય.

**સુત**—પૃથ્વિપર નૈમીષ તીર્થ, અંત્રિક્ષમાં પુષ્કર, અને ત્રણ લોકમાં કુરૂક્ષેત્ર ઘણું પ્રખ્યાત છે. હે બ્રાહ્મણો આ ત્રણ તિર્થોનાં માત્ર દર્શનથી પાપ તરત નાશ થાય છે તો પછી તેમાં સ્નાન કરવાના મહીમાનું શું વર્ણન કરૂં.

**રૂષી**—હે માહા મુની, આપે જે પુષ્કર તિર્થ કહ્યું તે અંત્રિક્ષમાં કેવી રીતે છે અને મનુષ્યોને કેવી રીતે પ્રાપ્ત થઇ શકે છે. હે સુત પુત્ર, આજ એના મહીમાનું વિસ્તારપૂર્વક વર્ણન કરો. જેવી રીતે ઉત્પન થયું, જેણે બનાવ્યું અને જેટલા પ્રમાણથી સ્થિત છે એ પણ સંભળાવો.

**સુત**—હે વીપેન્દ્ર, આ ઉત્તમ તીર્થ પુષ્કર અનાદિ છે, પેહલાં દેવતાઓએ બ્રહ્માને પુછ્યું હતું તે વખતે બ્રહ્માએ જે કહ્યું તેનું હું આજ આપની પાંસે ક્રમથી વર્ણન કરીશ. આમાંથી વ-

ચલા તિર્થનું સ્મરણ કરવાથી પાપોનું નાશ કરવા વાળું છે. ત્રણ પવિત્ર સીખર અને પુષ્કર વીગેરે ત્રણ પ્રખ્યાત ઝરણુ છે તેનું કારણ હું જાણતો નથી. જ્યાં પાપને નાશ કરનારી પાંચ સરસ્વતી વહે છે. (બ્રહ્માના વચન) હે દેવોમાં શ્રેષ્ટ એટલા માટે મેં ત્યાં જાણીજોઇને યજ્ઞ કર્યો. હે વીપ્ર આ સર્વે કથા પેહેલાં દેવ સમાજમાં સૃષ્ટીના સ્રજનાર બ્રહ્માએ કહી હતી તે કથા આ-જ હું તમને સંભળાવું છું. એવીજ રીતે પુલષ્ત્યરૂષીએ પુષ્કર-ના વિષયમાં જે સ્લોકો કહ્યા હતા, હે ભ્રગુ સંતાન, તે સર્વે શ્લોકો હું આપને કહું છું તે સાંભળો. દેવમાં જેવી રીતે મહા-દેવ, પ્રાણી માત્રમાં પૃથ્વી, તેવીજ રીતે સઘળા તીર્થોમાં પુષ્કર શ્રેષ્ટ મનાય છે. પર્વતોમાં જેવી રીતે મેરૂ, પક્ષીઓમાં જેમ ગરૂડ એવીજ રીતે સઘળા તીર્થોમાં પુષ્કર મુખ્ય ઇષ્ટ છે. સર્વે તીર્થો સ્નાન અને દાન કરવાથી પવિત્ર કરે છે એમાં સંદેહ નથી, પણ પુષ્કર ફકત દર્શનથીજ ઝટપટ પાપનો નાશ કરે છે. જ્યાં ભીક્ષા તો સણગાર છે, નીવાશ તો પરમ તપ છે, મરણ મ-હોત્સવ છે તો પુષ્કરની બરાબરી કોણ કરી શકે છે? અઘોર પાપ કરીને પણ જ્યાં પદ્મકયોગમાં સ્નાન કરવાથી મનુષ્યના પાપ દૂર થઇ જાય છે તો પુષ્કરની બરાબર કોણ થઇ શકે છે? ઘામથી પીડીત અને તરસથી વ્યાકુળ માણસ પણ તેના જળ-માં પ્રવેશ કરવાથી નિર્મળ થઇ જાય છે તો એવા પુષ્કરની બ-રાબરી શીરીતે થઇ શકે? પુરાતન કાળમાં માહાત્મા પુલસ્ત્યે

જેષ્ટ કુંડના પવિત્ર જળમાં સ્નાન કરીને આ શ્લોકો ગાયા હતા એટલા માટે હે બ્રાહ્મણોમાં શ્રેષ્ટ, સવર્ગ, મોક્ષ અને હીતાર્થે વીગેરે હમેસાં સર્વ પ્રયત્નથી ઉત્તમરીતે સેવન કરવું જોઇએ, પુષ્કરાણ્યમાં જઇ શાક, મુળ અને ફળથી એક બ્રાહ્મણ ને ભોજન કરાવે તો ક્રોડ બ્રાહ્મણને જમાડયાનું ફળ પ્રાપ્ત થાય છે.

ઇતી શ્રી પદ્મપુરાણે પુષ્કર માહાત્મે પ્રથમોધ્યાય સમાપ્ત.

**રૂષી**—પુષ્કરમાં પદ્મક યોગ થઇને સર્વે મનુષ્યોને કોટી ગુણુ ફળ થાય છે તે જે આપે કહ્યું તો, હે માહા ભાગ, એ પદ્મકયોગનું ઠીક સ્વરૂપ અમને કહો, તે યોગ કયા સમયમાં થાય છે.

**સુત**—વિશાખા નક્ષત્રપર સુર્ય હોય અને કૃતિકાનો ચંદ્ર હોય ત્યારે પદ્મક યોગ થાય છે અને પુષ્કર તીર્થમાં એવું મળવું કઠણ છે. હે દ્વિજોમાં ઉત્તમ, જ્યારે કાર્તિકી કૃતિકા નક્ષત્રથી યુક્ત હોય અને સુર્ય વિશાખા નક્ષત્રપર નહીં હોય તો તે માહા કાર્તિકી કેહેવાય છે. મનુષ્યો એમાં પણ શ્રદ્ધાથી જેષ્ટ પુષ્કરમાં સ્નાન કરી બાર વર્ષના સ્નાનના સંપૂર્ણ ફળને પામે છે એમાં સંદેહ નથી.

**બ્રાહ્મણો**—હે સુત નંદન, પુષ્કર આકાશમાં કેવી રીતે રહેલ છે અને તે મનુષ્યોને શી રીતે પ્રાપ્ત થઇ શકે તે અમને સંભલાવો.

સુતજી—હે દ્વિજ, જેવી રીતે મહા રૂષીઓ કહી ગયા તે મેં પેહેલાં જેવું સાંભળ્યું છે તેવું સવિસ્તર વૃત્તાંત કહું છું. હે દ્વિજ શ્રેષ્ટ, પુરાતન કાળમાં પુષ્કરમાં મનુષ્યો સ્નાન કરી પાપથી નિર્યુક્ત થઇ સ્વર્ગમાં જતા હતા, આ અવસરમાં અગ્નિહોમ યજ્ઞ અને સર્વે ઉત્તમ કામ નષ્ટ થઇ ગયેલ છે; ન તો કોઇ દાન કરે છે, ન તો કોઇ વૃત કરે છે, ન તો કોઇ દેવ સંબંધી પુજન કરે છે, પેત કર્મ અને જપ વીગેરે સર્વે બંધ થઇ ગયેલ છે કારણ કે પુષ્કરમાં સ્નાન કરવાથી લોકો સ્વર્ગે જવા લાગ્યા. જ્યારે સઘળાં સ્થાન મનુષ્યોથી ભરી ગયાં ત્યારે દેવોના મનમાં ચીંતા થઇ. તેથી ઇંદ્ર આદિ સઘળા દેવગણ વિસ્નુ અને સીવને આગળ કરીને બ્રહ્માજીની પાસે ગયા અને બ્રહ્મ લોકમાં રહેનાર દુનીયાના સૃજનાર બ્રહ્મ દેવની અનેક પ્રકારથી વેદયુક્ત સ્તુતિ કરી દેવ બોલ્યા—હે દેવ, આપે જે આ પુષ્કર તીર્થ બનાવેલ છે તેના પ્રભાવે કરીને મનુષ્યોથી સઘળુ સ્વર્ગ ભરાઇ ગયેલ છે. પાપી થઇને પણ હંમેસાં દેવતાઓન બરાબરી કરે છે. ન તો કોઇ મનુષ્ય યજ્ઞ કરે છે, ન તો કોઇ દાન કરે છે; હે ચતુરમુખ માહાભાગ, જે પ્રકારે અમારી અને પીતરોની તૃપ્તિ થાય તેમ કરો. હે પ્રભુ આ તીર્થને નષ્ટ કરો અથવા નિષ્ફળ કરો કે જેથી દેવોની પુજા જેવી રીતે પેહેલાં લોકો કરતાં હતાં તેવી રીતે કરવા લાગે. શ્રાધાદિક કરવાથી પીતરોને પણ તૃપ્તિ થાય તેમ કરો. બ્રહ્મા બોલ્યા, વીખનું વૃક્ષ પણ રોપી

ને કોઈ કાપતું નથી માટે હે સુર લોક હું આ તીર્થને અંત્રિક્ષમાં રાખીશ. હે દેવ કાર્તિક સુકલપક્ષના અંતના પાંચ દિવસ છોડી ત્યાં (આકાશમાં) રહેશે. તે પાંચ દિવસોમાં મેં તેને ભુતળમાં સ્થાપવા નક્કી કર્યું છે, બાકીના કાળમાં આ પુષ્કર અંત્રિક્ષમાં રહ્યા કરશે. મંત્રોએ કરીને મનુષ્યના બોલાવે પૃથ્વિપર આવશે, ત્યારે સઘળાં તીર્થ પુષ્કરમાં રહેશે એમાં સંદેહ નથી. આ બ્રહ્માના વાક્યો સાંભળી સર્વે દેવલોક સ્વર્ગે ગયા.

**રૂષી**—હે માહા ભાગ, તે મંત્રો કયા છે કે જે મંત્રો વડે પુષ્કર, બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્યોના હીતને વાસ્તે અંત્રિક્ષથી ઉતરી આવે છે.

**સુતજી**—હે બ્રાહ્મણમાં શ્રેષ્ટ, આપોહીષ્ટા ઇત્યાદિ ત્રણ મંત્રોથી બોલાવ્યા, પુષ્કર બ્રાહ્મણ ક્ષત્રીય, વૈશ્યના હીતાર્થે આવે છે, અથવા બ્રહ્મ નામના અષ્ટાક્ષર મંત્રથી આવાહન કર્યા મનુષ્યના સ્નાન સમયે અંત્રિક્ષથી આવે છે. હે દ્વિજ કાર્તિક સુકલ પક્ષની અંતમાં સઘળી વર્ણને માટે મંત્રથી આવાહન કરવાને યોગ્ય છતાં પણ પૃથ્વિપર રહે છે. એકાદશિથી લઈને પાંચ દિવસ સુધી જે કાંઇ હોમ, જપ, દાન કરે એ સર્વે અક્ષય થાય છે. હે દ્વિજ શ્રેષ્ટ, ઉપરના કારણોથી પુષ્કર પૃથ્વિ ઉપર હોવા છતાં અંત્રિક્ષમાં ગયું એ મેં આપને સત્ય કહેલ છે. હે ઉત્તમ જન, ત્યાં જે તીર્થો છે તે મુખ્ય મુખ્ય મુનીયોનાં આશ્રમ છે અને રાજ રૂષીઓના અસંખ્ય સ્થાન છે.

ત્યાં યજ્ઞનો પવિત માત્ર તીર્થ, લીંગ અને અનેક પ્રકારના યજ્ઞ સ્થાન પગલે પગલે સ્થીત છે; જેની સંખ્યા બ્રેહસ્પતી આદિ સઘળા દેવ, બ્રાહ્મણો પણ સેંકડો વર્ષ લગીમાં કરી શકતા નથી. જ્યાં પંચશ્રોતા સરસ્વતી સઘળા માણોઓના પાપને દુર કરવા ને વાસ્તે બ્રહ્મલોકથી આવી રહેલ છે. હે વીપ્ર, પુષ્કરમાં કનકા, સુપ્રભા, ચંદ્રા, નંદા, પ્રાચી સરસ્વતી અથવા પંચશ્રોતા સ્થીત છે અને કલ્યાણ કરનારી વીશ્ણુપદી ગંગા પગલે પગલે પર્વતોના સીખરોને ધોતી મચ્છ કચ્છથી પુર્ણ જેષ્ટ પુષ્કરમાં પ્રવેશ થાય છે, જેના દર્શન માત્રથી મનુષ્ય પાપથી મુક્ત થાય છે. શ્રાધ કરનાર અને સ્નાન કરનાર જો તે બ્રહ્મહત્યા કરનાર હોય તોપણ જન્મથી તે મર્યું સુધીના પાપથી મુક્ત થાય છે એમાં કાંઇ સંદેહ નથી. યજ્ઞ પર્વતના તીરપર જે નાગ તીર્થ પ્રખ્યાત છે ત્યાં સ્નાન કરનાર માણસનું સાપ કરડવાથી પણ મૃત્યુ થતું નથી સર્વ તીર્થોથી યુક્તપ્રાણીઓના પાપ નાશ કરવાવાળુ ચક્રતીર્થ નામે પ્રખ્યાત અને ઉત્તમ તીર્થ છે જ્યાં પ્રભુ વીષ્ણુએ ચક્ર મુક્યું હતું. અહીઆ હરીવાસરમાં પીંડ દેવાથી પીતરો પ્રસન્ન થઇ ઉત્તમ ગતીને પામે છે. અને વળી શ્રેષ્ટ પુન્ય દેનારૂં માનવ તીર્થ છે જ્યાં સ્નાન કરવાથી મનુષ્ય બીજી ગતીને પ્રાપ્ત થતો નથી. તેવીજ રીતે પીતરોને પ્રીય ગયાકુપ નામે પ્રખ્યાત તીર્થ છે, હે બ્રાહ્મણોમાં શ્રેષ્ટ જ્યાં કાર્તિક પુનમના રોજ ખુદ ગયા તીર્થ આવે છે, ત્યાં કપીલા નામની પવીત્ર વાવ છે જેમાં

સુકલપક્ષની ચૌદશે સ્નાન કરવાથી મનુષ્યો કોઢથી મુક્ત થાય છે. ત્યાં બ્રહ્માએ સર્વે પાપના નાશ કરવાવાળાં જેષ્ઠ, મધ્ય, અને કનિષ્ટ નામના ત્રણ પવીત્ર કુંડ રચ્યા છે. અને વામદેવનુ બનાવેલું સુપ્રભા નામે એક કુપ છે જ્યાં માત્ર નાહાવાથી સઘળાં પાપો ટળી જાય છે. જ્યાં પવીત્ર જમના નદી પોતે આવેલ છે, તે ગંગાની બરોબરી કરી સર્વ પાપોનો નાશ કરે છે. ત્યાં સુંદીર પ્રસીધ્ધ રૂપ તીર્થ છે જયાં સ્નાન કરવાથી કદરૂપો મનુષ્ય સ્વરૂપવાન બની જાય છે. ત્યાં પ્રખ્યાત સોભાયમાન રૂદ્ર કુંડ છે જ્યાં સાવધાનપણે સ્નાન કરવાથી અત્યંત પુન્ય પ્રાપ્ત થાય છે. એવીજ રીતે યજ્ઞ પર્વતના તીરે પવીત્ર અગસ્ત્ય રૂષીનો આશ્રમ છે જ્યાં સ્નાન કરવાથી ઘણું પુન્ય થાય છે અને સ્વર્ગે જાય છે. સુભ અને વૃદ્ધિ દેનાર મૃકંડ મુનીનો આશ્રમ છે જ્યાં ફળનું દાન કરવાથી હમેસાં મનોર્થ સીદ્ધ થાય છે. હે દ્વિજ શ્રેષ્ટ, ત્યાં પુલસ્ત્યે બનાવેલ તીર્થ છે જ્યાં ચૌદશ અને પુનમને રોજ સ્નાન કરવાથી પુન્ય થાય છે. ત્યાં વીષ્ણુપદનામ મહા ઉત્તમ તીર્થ છે જેનો સ્પર્શ કરવાથીજ મનુષ્યની મુક્તિ થાય છે ત્યાં પાપના ઓઘ ટાળનાર સર્વ લોકમાં પસીદ્ધ પ્રાચીસરસ્વતીના કીનારાપર દધીચ રૂષીનું આશ્રમ છે ત્યાં વળી મંકણ માહાદેવનું આશ્રમ છે જ્યાં માહાદેવ હમેશાં વાસ કરે છે. હે બ્રાહ્મણોમાં શ્રેષ્ટ, મનુષ્યના સર્વે મનોર્થ સીદ્ધ કરનાર મારકંડ વીપ્ર રૂષીનું મોટું આશ્રમ છે. હે દ્વિજમાં ઉત્તમ, એવીજ રીતે

ત્યાં એક પ્રેત તીર્થ છે જ્યાં સ્નાન કરવાથી માણસ કદી પણ પ્રેત યોનીને પ્રાપ્ત થતો નથી. તથા કલ્યાણ કરવાવાળા સપ્ત રૂષીઓનું આશ્રમ છે જ્યાં કાર્તિકના અંતમાં સ્નાન કરવાથી સંસારમાં ફરી આવવું પડતું નથી. બીજો રાજરૂષીનો કુંડ છે જેમાં માત્ર નાહાવાથીજ પાપ દુર થઇ જાય છે. અને વળી ત્યાં બહુ પુત્રદા નામે વિખ્યાત વાવ છે, જેમાં ફકત સ્નાન કરવાથી સ્ત્રી ગર્ભણી થાય છે. તેવીજ રીતે દસાસ્વમેઘ નામનું બીજું ઉત્તમ તીર્થ છે જેના સંયોગથી અસ્વમેઘનું ફળ મળે છે. બધાં તીર્થ યુક્ત સુંદર યજ્ઞ પર્વત છે જેના દર્શનથી સઘળાં પાપ નાશ થાય છે. ત્યાં પ્રભુ વીષ્ણુએ યજ્ઞસ્થાનમાં દાનવ શ્રેષ્ઠ-ને બાંધીને એના મહીમા ગાયો કે આજથી જે કોઇ પૃથ્વિ ઉપર ઘુટણીએ પડીને પુર્ણ ભાવથી આ યજ્ઞ પર્વતને નમસ્કાર કરશે તો દશ વર્ષનું ફળ પ્રાપ્ત થશે, અને પરમ પદને પામશે. જે મનુષ્ય પુષ્કર જતી વખતે માર્ગમાં યજ્ઞપર્વતને જોઈ નમ-સ્કાર કરશે એને કોઇ પ્રકારે વીઘ્ન નડસે નહીં અને ફળ પ્રાપ્ત થશે. આજથી પ્રાણીઓના પાપ નાશ કરવાવાળા લાખ તીર્થ ત્યાં નીવાશ કરશે. અહીંઆં ત્રણ ઝરણા અને એટલાંજ સરોવ-ર રહેશે. મારા ચર્ણના પ્રભાવથી સઘળા તીર્થ અહીંઆં પૃથ્વિ પર મળશે. આ પર્વત સતયુગમાં અનંત, ત્રેતામાં લક્ષ યોજન, દ્વાપરમાં દશ હજાર જોજન રેહેશે અને કળીયુગમાં ધીરે ધીરે લઘુતાને પ્રાપ્ત થશે. આ મારો યજ્ઞ પર્વત હમેશાં વૃક્ષ અને જળ

સહીત રહેશે. સુતજી બોલ્યા, જગન્નાથે આ પ્રમાંણે કહી સાખ્ય તીર્થ વાળું એક તીર્થ બનાવ્યું. પછી પ્રસન થઇને મેઘ સમાન ગંભીર વાણીથી બોલ્યા કે આ મારા બનાવેલાં તીર્થ સાસ્ત્રમાં વિખ્યાત થશે. પૃથ્વિ ઉપર સઘળા પાપનાં નાશ કરવાવાળાં થશે. અહીંઆં જો કોઇ મનુષ્ય એકાદશીને રોજ ભક્તીથી સ્નાન કરશે તો તેને લક્ષ તીર્થનું ફળ પ્રાપ્ત થશે. સુતજી કહે છે હે દ્વિજ, આ મેં તમને મુખ્ય મુખ્ય તીર્થ કહ્યાં છે. સઘળા તીર્થોની સંખ્યા સેંકડો વર્ષમાં પણ થઇ શકતી નથી. જેવી રીતે વરસાદની ધારા, આકાશમાં તારા, અને રેતનાં કણની સંખ્યા થઇ શકતી નથી તેવીજ રીતે પુષ્કરાર્ણ્યમાં યજ્ઞોપવીતની બરાબર પગલે પગલે અસંખ્ય તીર્થ છે તેની પણ ગણત્રી થઇ શકતી નથી. એટલા માટે વિચારવંત માણસે પુષ્કરમાં એક જોજનની અંદર થુંકવું, લઘુસંકા વિગેરે કરવું ન જોઇએ.

ઈતી શ્રી પદ્મપુરાણે પુષ્કરમાહાત્મે દ્વિતીઓધ્યાય સમાપ્ત.

**રૂષી**—આપે જે જેષ્ટ, મધ્ય, અને કનીષ્ટ નામના ત્રણ કુંડ કહ્યા ત્યાં કેવી રીયે યજ્ઞ થયો હતો તે અમને કહી સંભળાવો.

**સુતજી**—અવ્યક્ત જન્મા બ્રહ્મ લોકમાં રહેનાર બ્રહ્માને એ ચીંતા થઇ કે હું યજ્ઞ કેવી રીતે કરૂં. આ મૃત્યુ લોકમાં જેવા બીજા દેવતાઓનાં તીર્થ છે તેવીજ રીતે ઘણુંજ પાવત્ર ક્ષેત્ર મારા નામનું પણ થવું જોઇએ. અડસટ ક્ષેત્ર શીવજીનાં

છે, વીસ્નુ, મહેન્દ્ર, અને બીજા દેવતાઓનાં પણ અનેક સ્થાન છે એટલા માટે મારા નામથી પણ આ પૃથ્વિપર સ્થાન થવુ જોઈએ. જ્યાં ઘણો મોટો યજ્ઞસ્થા ન થઈ શકે, એવો શુભ વીચાર કરી મંગળ થાઓ મંગળ થાઓ, એમ કહી ઉત્તમ કમળ હાથમાં લેઈ પૃથ્વિ ઉપર ફેંક્યું. જ્યાં કમળ પેહેલું પડ્યું ત્યાંથી ઉછળીને બીજા સ્થાનમાં પડ્યું, અને વળી ત્યાંથી ઉછળીને ત્રીજા સ્થાનમાં પડ્યું, તે સઘળા સ્થાનોમાં નિર્મળ જળ નીકળી આવ્યું તેથી બ્રહ્માએ ત્યાં આવી તે સ્થાનોને પવિત્ર ઠરાવ્યા. એની વચમાં ચાર મુખવાળા બ્રહ્માએ પદ્મ સમાન પૃથ્વિને ઠીક કરી ત્રણ લોકને આનંદ આપતા થતા કહ્યું કે પૃથ્વિપર જેટલાં મારા કમળથી સ્થાન રચ્યાં છે તે ત્રણે લોકમાં પુષ્કર નામથી પ્રસીદ્ધ થસે, અને ક્રમથી જેષ્ટ, મધ્ય, અને કનીષ્ટ નામથી પ્રખ્યાત થશે. હવે આ ત્રણે કુંડ મારા વચનથી મનુષ્યના પાપ નાશ કરવા માટે પ્રખ્યાત થશે એમાં સંદેહ નથી. એવું બોલીને બ્રહ્માએ યજ્ઞસ્થાનને વાસ્તે એક જોજન પ્રમાણમાં ભુમી ઠરાવી. ઇંદ્ર માર્ગથી ઊત્તરમાં પ્રાચી સરસ્વતી સુધી નંદાના પુર્વથી કન્યાસ્પ સુધી એક જોજનની અંદર પવીત્ર પુષ્કર નામે તીર્થ છે. એ સઘળા પ્રાણીઓને સ્વર્ગ, મોક્ષ, અને ધર્મનું દેનાર તીર્થ પ્રખ્યાત થશે. અહીંઆ જોજનની અંદર કીટ, પતંગ, પસુ પક્ષી પણ મરીને પરમગતીને પામશે.

**ઈતી શ્રી પદ્મપુરાણે પુષ્કરમાહાત્મે ત્રિતીઓધ્યાય સમાપ્ત.**

**રૂષી**—હે સુત, સૃષ્ટી કર્તા બ્રહ્માએ જે યજ્ઞ અહીઆં કર્યો તેના રૂત્વિજ, (યજ્ઞ કરાવનાર) અને સભાસદ કોણ કોણ હતા તે અમને સંભળાવો. હે સુત પુત્ર, એ યજ્ઞનું સ્વરૂપ, અને સઘળું વૃતાંત વીસ્તારથી કહો. અમને સાંભળવાની બહુ અભીલાસા છે.

**સુતજી**—ઈંદ્રે જ્યારે જાણ્યું કે બ્રહ્માજીની યજ્ઞ કરવાની ઇચ્છા છે ત્યારે સઘળા દેવતાઓને સાથે લઇ ત્યાં આવી પહોંચ્યા. તેવી રીતે ભગવાન મહાદેવ પણ પોતપોતાના ગણને લઇ આવી પહોંચ્યા. ત્યારે બ્રહ્મા સર્વે દેવતાઓને આવેલા જોઇ મનુષ્યનો ધર્મ ધારણ કરી નમ્ર થઇ હાથ જોડી બોલ્યા હે સુરશ્રેષ્ઠ, આપ ભલે પધાર્યા. મારા ઉપર મોટી કૃપા કરી. આપ આપના સુંદર સ્થાનપર વિશ્રામ કરો, જ્યાં મંત્રોથી આપને બોલાવ્યા જાય ત્યાં સર્વે પધારજો. દેવો બોલ્યા, હે પદ્મ સંભવ, આપનું આ પ્રમાણે બોલવું ઘટીત નથી, કેમકે, આપજ સર્વે દેવતાઓના પુજ્ય અને સ્તુતી કરવા યોગ્ય છો બીજું કોઇ નથી. આપની કૃપાથી અમો સર્વેને યજ્ઞમાં ભાગ મળે છે. આપને હાથ જોડી ઉભા થએલા જોઇ અમને ઘણું આશ્ચર્ય લાગે છે. બ્રહ્મા બોલ્યા કે મનુષ્યને યજ્ઞ કરવાનો અને દેવતાઓને તેનો ભોગ લેવાનો અધીકાર છે, એટલા માટે જ્યાંલગી હું પૃથ્વિપર યજ્ઞ કરૂં ત્યાંસુધી મને મનુષ્ય સમજો. હે દેવતાઓ, હું મનુષ્ય ભાવ ધારણ કરી યજ્ઞ કરૂં છું. આપ જેવી રીતે મનુષ્યના

યજ્ઞમાં ભાગ લો છો તેવીજ રીતે દેવતારૂપ ધારણુ કરી મારા યજ્ઞનો ભાગ લેજો. હોમ કરતી વેળા મંત્રાથી બોલાવ્યા આવજો અને બાકીના સમયમાં યજ્ઞના કામમાં મારી સાહાયતા કરજો. મનુષ્ય રૂપ અથવા મૃત્યુભાવ ધારણ ઉત્તમ બ્રાહ્મણોની સ્નાન, ભોજન પુર્વક સેવા કરજો. દેવ બોલ્યા, હે પદ્મજ જેણે જેણે આપની સાહાયતા કરવી જોઇએ તે અમોને બતાવો જેથી સૌ પોતપોતાને કામે લાગી જાય. આપના કલ્યાણની વૃદ્ધિને વાસ્તે સા પોતપોતાના કામ સાવધાન થઇને કરે, નહીં તો યજ્ઞની આહુતીમાં સિથીલતા થશે. બ્રહ્માએ કહ્યુ, હે કુબેર તમારૂ એ કામ છે કે ધન અનેઅનેક પ્રકારનાં વસ્ત્ર જે માંગે તેને વખતસર પહોંચાડવાં. હે વીશ્વકર્મા, તમે ઉતાવળથી યજ્ઞસ્થાનમાં મંડપ અને સર્વે દેવતાઓને માટે મનોહર સ્થાન બનાવો. હે વાસુદેવ, આપ સીવને સાથે લેઇ યજ્ઞમાં બેસી કર્ત્તવ્ય અને જે અકર્ત્તવ્ય હોય તેના સેવકોને ઉપદેશ કરજો. હે સીવ ગણ તમે સર્વે સસ્ત્ર ધારણ કરી ભુત, યક્ષ, અને પિસાચોથી યજ્ઞની રક્ષા કરો. હે બ્રહસ્પતિ, તમે યજ્ઞના કામમાં બ્રાહ્મણોની પરિક્ષા કરી વર્ણને યોગ્ય જે હોય તેમને તેમના યોગ્ય કાર્યમાં લગાડો. હે વાયુ, તમે એક દિવસમાં ફરીને ત્રણ લોકમાં મારા યજ્ઞમાં પધારવાને દ્વિજ, દેવ, નાગ ગંધર્વ અને ગુહ્યકાઓને નીમંત્રણ કરી આવો. હે ઇંદ્ર, તમારે સઘળા દેવોને સાથે લઇ બ્રાહ્મણોની સ્નાનથી તે પગ ધોવા સુધીની સેવા કરવી જોઇએ. હું સઘળા

કામો તમારે આધીન કરી સાવીત્રીને સાથે લઈ મૌનવૃત ધારણ કરીશ, એટલામાટે તમારે બધાએ સાવધાન રહેવું જોઈએ. સઘળા દેવતાઓએ પોતપોતાના કામમાં સાવધાન રહેવું જોઈએ કે જેથી યજ્ઞ, બ્રહ્મભોજન, અને કામોમાં કોઇ પ્રકારનુ વીઘ્ન આવે નહીં. હે સુરેશ્વર, અહીઆં જે કાંઇ મળી શકે તે ઘણું વીશેષ માનીને મારા વચનો પ્રમાણે દેવું જોઇએ.

ઈતીશ્રી પદ્મપુરાણે પુષ્કર માહાત્મે ચતુર્થોધ્યાય સમાપ્ત.

**સુતજી**—આ વખતે વિશ્વકર્મા આવી નમ્ર થઇ બ્રહ્મા પ્રત્યે બોલ્યા કે મહારાજ યજ્ઞ મંડપ સિદ્ધ થઇ ગયેલ છે. કુંડ આદિ યજ્ઞની વેદિ, પત્નિશાળા, સભાસદોને બેસવા સારૂ શુભ સ્થાન બનાવેલ છે. હે પ્રભુ, હવે જે કાંઇ કરવાનું હોય તેનીયાજ્ઞા કરો. એટલામાં બ્રહસ્પતિએ આવીને પ્રાર્થના કરી કે હે દેવ, વેદના જાણનાર રૂત્વિજ પધાર્યા છે એમની પુજા કરો, આપનુ કલ્યાંણ થશે. હવે યજ્ઞનો સમય થવા આવ્યો છે.

**રૂષી**—બ્રહસ્પતિએ જે શ્રેષ્ટ બ્રાહ્મણોને પસંદ કર્યા તેમાંથી કોને કયા કામમાં લગાડયા તે અમને સંભળાવો.

**સુતજી**—રગવેદીઓમાં શ્રેષ્ટ ભૃગુરૂષીને ત્યાં હોતા (આહુતી દેનાર) બનાવ્યા. મરીચી અછાવાક, સુગતીમુની ગ્રાવસ્તુત, પુલસ્ત્ય અધ્વર્યુ, અત્રી પ્રતિષ્ઠાતા, મુનીઓમાં શ્રેષ્ટ સનાતન રૈભ્ય રૂષી ઉન્નેતા બનાવ્યા. નારદ બ્રહ્મા, ગર્ગમુની બ્રાહ્મ-

બ્રાહ્મ્ણાછંસી, ભરદ્વાજ અગ્નિધ્ર, અને પારાસરહોતા, સાક્ષાત ગૌતમ મુની ઉગીદગાતા, ગોભીલ મુની પ્રસ્તોતા, સાંડીલ્ય પ્રતાહુર્તા અને એવીજ રીતે અંગીરા રૂષી સુબ્રહ્મણ્ય થયા. આ યજ્ઞના કામને વાસ્તે સોળે રૂત્વિજોને વસ્ત્ર આભુષણથો કુબેરે સુસોભીત કર્યા. પછી બ્રહ્મા આ સર્વેની પુજા વેદોક્ત વીધીથી કરી હાથ જોડી બોલ્યા. હે દ્વિજોત્તમ, હું આપની સરણે આવ્યો છું. આપ સરવે યજ્ઞ કર્મમાં દીક્ષાને વાસ્તે કૃપા કરો. હું સુંદર યજ્ઞ સંચયન અગ્નિષ્ટોમ કરીશ. આ મારો યજ્ઞ સ઼ઘળા વિઘ્નથી મુક્ત થઇ સીદ્ધીને પ્રાપ્ત થાય. તે વખતે સઘળા બ્રાહ્મણો બોલ્યા બહુ સારૂ એમજ થશે. પછી ઉત્તમ મુહુરત આવ્યું ત્યારે અધ્વર્યુ શ્રેષ્ઠ પુલસ્ત્યે યજ્ઞના રથપર વાંસના પાત્રમાં સોમ મુકી અવ્યક્તજન્મા બ્રહ્માના મસ્તક ઉપર સ્થાપન કર્યું તે વખતે સિદ્ધ, કિન્નર, અને ગુહ્યક વાજાં વગાડવા લાગ્યાં, ગંધર્વ ગાન કરવા લાગ્યા, અને બ્રાહ્મણો વેદની ધુન કરવા મંડયા. પુલસ્ત્ય અરણી ને (એક જાતનું લાકડું થાય છે) લેઇને પત્નિ, પત્નિ, એવા ઉંચા સ્વરથી શ્રેષ્ઠ બ્રાહ્મણો જે હાજર હતા તે પ્રત્યે બોલ્યા. આ વખતે બ્રહ્માએ પત્નિલાવવા સારૂ શ્રેષ્ટ મુની નારદને મોકલ્યા. યુદ્ધ પ્રીય નારદ ધીરે ધીરે જઇ બ્રહ્માની સ્ત્રી સાવીત્રીને કળીઓ કરાવવાનાં વચનો યુક્તીથી કહ્યાં. હે સુરેશ્વરી, પીતાએ મને તમારી પાસે મોકલ્યા છે અને પોતે યજ્ઞમંડપમાં ગયા છે, પણ હે સુરેશ્વરી શું

એકલી ત્યાં જવાથી અનાથની પેઠે માલમ પડીશ. વાસ્તે જે કોઇ દેવોની સ્ત્રી આવનારી હોય તેઓને સાથે લઇ ચોતરફ ઘેરાયેલી રહી યજ્ઞમાં દેવી સમાન સોભાયમાન થાઓ. મુની શ્રેષ્ટ નારદે સાવીત્રીને આ પ્રમાણે કહી, પછી પીતાની પાસે જઇ કહ્યું કે મેં તેને બોલાવી પણ તેનો અભીપ્રાય કાંઇ ઢીલો માલમ પડે છે. બ્રહ્માએ નારદનાં આવાં વાક્યો સાંભળી ક્રોધાતુર થઇ પુલસ્ત્યને સાવિત્રીની પાસે ફરીથી મોકલ્યા, હે વત્સ, તું જઇને આવા ઢીલા સ્વભાવવાળી સાવિત્રીને લેઇ આવ. હું માથા ઉપર સોમના ભારથી થાકી રહ્યો છું હવે યજ્ઞના કામનો સમય વીતી રહેવા આવ્યો છે. યજ્ઞમાં સોમપાનનું મુહુરત થોડુંજ બાકી રહ્યું છે. બ્રહ્માના આવા વચનો સાંભળી પુલસ્ત્ય રૂષી, સાવિત્રી ઘરનાં કામમાં લાગી હતી ત્યાં જઇ પહોંચ્યા, અને કહેવા લાગ્યા કે હે માહારાણી, આપ કેમ નીરાંતે બેઠા છો ? યજ્ઞનો સમય ઘણો વીતી ગયો છે થોડોકજ વખત બાકી છે માટે આપ સોમના ભારથી દુખી અને દેવોથી ઘેરાયલા બ્રહ્મા બેઠા છે ત્યાં ચાલો. સાવીત્રી બોલ્યાં, તમારા પીતા સઘળા દેવોની સાથે છે. હું એકલી અનાથ કેવી રીતે આવું. માટે પીતાને જઇને થોડીવાર થોભવાનું કહો, એટલામાં હું ઇંદ્રાણી, પાર્વતી, લક્ષ્મી, અને બીજા દેવોની સ્ત્રીઓને સાથે લેઇ જલદી આવું છું. સર્વેને બોલાવવા વાયુને મેં મોકલેલ છે એથી તેઓ ઘણી જલદી આવશે એમ તું તારા પીતાને જઇને કહે. સુતજી બોલ્યા તેણે પણ જલદી

આવીને સોમના ભારથી પીડીત બ્રહ્માને કહ્યું કે હે જગન્નાથ એ તો ઘરના કામમાં લાગેલ છે, આવતી નથી. મેં કહ્યું ત્યારે મને એવો જવાબ આપ્યો કે દેવતાઓની સ્ત્રીઓને સાથે લઈ યજ્ઞમાં આવીશ. હે સુત શ્રેષ્ટ એનું આવવું કંઇ સુસ્ત જણાય છે, માટે આપને જેમ ઘટીત દેખાય તેમ કરો. યજ્ઞમાં સોમપાનનો વખત ઓછો થતો જાય છે અને સવિત્રી તો ઘરના કામમાં ગુથાયેલી છે. બ્રહ્મા વિનય પુર્વક ઉભેલા ઇન્દ્ર પ્રત્યે બોલ્યા કે, હે ઇન્દ્ર, તું જલદી જઇ કોઇ કન્યાને લેઇ આવ કે જેથી સોમપાનનો વખત ચાલ્યો ન જાય. સાવીત્રી તો ઘરના કામમાં ગુંથાઇ રહી છે. આ યજ્ઞ હું બીજી સ્ત્રી સાથે અવશ્ય કરીશ. હે બ્રાહ્મણો, આવ બ્રહ્માના વચનો સાંભળી તરત ઇન્દ્ર કંન્યાની સોધ કરવા ચાલ્યો, એવામાં તેણે, જેણે છાસનો ઘડો માંથા ઉપર ધરેલો છે, ચંદ્રમાના જેવા મુખવાલી, કમળનયની, સર્વે લક્ષણોથી ભરપુર ભરજોબન અવસ્થામાં આવેલી ગોપ કન્યા જોઇ. ઇંદ્રે તેને પુછ્યું હે કમળલોચની તું કુંવારી છે કે પરણેલી, અને તું કોની પુત્રી છે તે મને કહે. કંન્યા બોલી આપનું કલ્યાણ થાઓ, હું ગોપની કન્યા છાસ વેચવા આવી છું. આપને જો છાસ જોઇએ તો મુલ આપી લેઇ જાઓ પાર ન લગાડો. આ સાંભળી ઇન્દ્રે તેનો છાસનો ઘડો પૃથ્વી ઉપર ફેંકી દઇ તેને પકડી લીધી. અને તેને રૂદન કરતી સ્થિતીમાં તરતજ ગાયના મુખમાં નાંખી પુંછેથી કાઢી લીધી. પછી ખુસી

સઘળા દેવતાઓની સમક્ષ તેને વેગે લઇ જઇ બ્રહ્મા પ્રત્યે
ા. હે સુરશ્રેષ્ટ, સુંદર રૂપવાન, સર્વે સુલક્ષણોથી ભરપુર આ
આપને વાસ્તે લાવ્યો છું. આને ગોપની કંન્યા જાણી
કરવા ગૌના મુખમાં નાખી પુંછેથી ખેંચી લીધેલ છે.
વે કહ્યું કે બ્રાહ્મણ અને ગાયનું કુળ ખરૂં જોતાં એકજ
ણુ તેના બે ભાગ કરેલા છે, એટલા માટે ગૌના ઉદરથી
તે બ્રાહ્મણી થઇ ગઇ. હે દેવ યજ્ઞ કરવાને માટે તમે
સ્વિકાર કરો કે જેથી યજ્ઞમાં પાનનો સમય વીતી ન જાય.
ાલ્યા ગૌમુખમાં પ્રવેસ કરી ગુદા માર્ગે આ નીકળેલી છે તે
ા તમારી સ્ત્રી ગાયત્રી નામે પ્રસીદ્ધ થશે. બ્રહ્મા બોલ્યા કે
હ્મણ આપ સર્વે કહો કે આ ગોપકન્યા શ્રેષ્ટ બ્રાહ્મણી પતિ-
ારા ઘરના યોગ્ય થઇ! બ્રાહ્મણો બોલ્યા, એ ગોપ જાતી ટળી
બ્રાહ્મણી થઇ. અમારા કહેવાથી હે બ્રહ્મા, આપ એનું જ
ાણી ગ્રહણ કરો. સુત બોલ્યા, હે દ્વીજ, ત્યારે બ્રહ્મદેવે
મસ્તક ઉપર ધારણ કરી વીધી પુર્વક પાણી ગ્રહણ કર્યું.
ાણી ગ્રહણ કરવાથી દેવી પવીત્રથઇ, ધર્મ સૌભાગ્યની દેનાર લો
પ્રખ્યાત થઇ, જે મનુષ ત્યાં શ્રધાથી કંન્યાદાન કરે તે રાજસુય
અશ્વમેધના પુર્ણ ફળને પામે. જે કન્યા ત્યાં પતીની સાથે
ગ્રહણ કરે તે યુવતી પતિવ્રતા અને સૌભાગ્યવતી રહેશે.
ત્તમ, જે માણસ ત્યાં પીંડદાન કરે છે તેના પીતરો પીત
ા નાહી તૃપ્ત થાય છે.

શ્રીપદ્મપુરાણે પુષ્કર માહત્મે પંચમોધ્યાય સમાપ્ત.

સુત—ચતુરાનન આ પ્રમાણે ગાયત્રી સ્ત્રીનું પાણી ગ્રહણ કરી પ્રસન થઇ યજ્ઞ મંડપમાં બેઠા. ગાયત્રી પણ નીદિત ઓપ જાતી ટળી સુંદર અરણીને માથા ઉપર ધરી ચાલી. વાજા વાગી રહ્યાં, મનોહર રાગથી ગંધર્વ ગાયન કરી રહ્યા અને વેદ-નો નાદ સ્વર્ગ સુધી પહોંચ્યો. સઘળા દેવ અને બ્રાહ્મણોને સાથે લેઈ બ્રહ્મા ગાયત્રી સાથે મનુષરૂપ ધારણ કરી યજ્ઞ મંડપમાં બીરાજમાન થયા. આ વખત બ્રહ્માએ હજામત કરાવી. પછી વીશ્વકર્માએ ગાયત્રીની સીખા બાંધી પુલસ્ત્યે ગુલરનો દંડ લીધો. શ્રેષ્ઠ બ્રહ્મણોએ મંત્રથી સીંગડાંવાળુ મૃગ ચર્મ ધારણ કર્યું. મૌનવૃત ધારણ કરેલી ગાયત્રીને પત્નીશાળામાં રાખી એની કેડમાં મુજની મેખલા બાંધી. પછી દેવતાઓની આજ્ઞા લઇ રૂત્વિજ સાથે હોતાએ યજ્ઞકર્મ આરંભ્યો શ્રેષ્ઠ વીપ્રોના ચાર કર્મ સપાદન કરવામાં પ્રવર્ગના વખતે કોઇ નાગો વીકૃત મુખવાળો અઘોરી ખોપરી હાથમાં લઇ ભોજન માંગવા આવ્યો તેને જોઇ ઘણો અચંબો લાગ્યો. શ્રેષ્ઠ બ્રાહ્મણોએ તુચ્છકાર કરી તેને ડરાવ્યો તોપણ એકદમ અન્યાય કરી યજ્ઞ-મંડપમાં ઘુસી આવ્યો. સભાજન બોલ્યા અરે અભીમાની ખો-પરી લઇ નાગો ઘડંગા જેવો યજ્ઞકામમાં વીલંબ કરાવવા ય-જ્ઞમંડપમાં તું કેમ ઘુસી આવ્યો? હે મુર્ખ જ્યાંલગી બ્રહ્મા, ઇન્દ્ર, દેવલોક અને શ્રેષ્ઠ બ્રાહ્મણો કોપાયમાન ન થાય ત્યાંસુધી માં જલદી બાહાર ચાલ્યો જા. અઘોરી બોલ્યો હે દ્વિજ શ્રેષ્ઠ, બ્રહ્મા-

તો યજ્ઞ સાંભળી હું ભુખ્યો ઘણે દુરથી આવ્યો છું. શા-
માટે મને ખરૂં ખોટું સંભળાવો છો ? અનાથ, આંધળા, દરીદ્ર
એમાં તૃપ્ત થાય તેજ યજ્ઞ કહેવાય, નહી તો દેશનુ સત્યાનાશ ક
રનારા થાય છે એમ બ્રાહ્મણો કહે છે. અન્નથી રહીત દેશને ભ
સ્મ કરનાર, મંત્રહીણુ દીજોનો નાશ કરનાર દક્ષણા વીનાન
યજમાનને મારનાર યજ્ઞ સિવાય કોઇ શત્રુ નથી. બ્રાહ્મણો બો
લ્યા જો તું ભોજન કરવાને આવ્યો હોય તો આ પાકશાળા-
માં જ્યાં તપસ્વી લોક ભોજન કરી રહ્યા છે ત્યાં જલદી જા. દી-
ન આંધળા કૃપણ રાત દીવસ અહીંઆ આવે છે કોઇને મના નથીં
જો તારે ધન અથવા વસ્ત્રની ઇચ્છા હોય તો દાનશાળામાં જ્યાં
ધનપતી બેઠેલ છે ત્યાં જા. હે અયોગ્ય મહામુર્ખ યાચકોન
ચારે કોર ભીડ થઇ છે તો બ્રહ્માના યજ્ઞની તું કેમ નીંદા કરે છે?
હે દ્વિજ શ્રેષ્ટ, આ પ્રમાણે કહેવાથી તે અઘોરી ખોપરી જમી-
ન ઉપર ફેંકીને દીપકની માફક અલોપ થઇ ગયો. રૂત્વિજો બો-
લ્યા, ખોપરી યજ્ઞમંડપમાં પડી છે તેથી યજ્ઞ શી રીતે થાય. હે
શ્રેષ્ઠ બ્રાહ્મણો તમે તેને ફેંકી દો. આ પછી દ્વિજ શ્રેષ્ટ સભા-
જનોએ એક બ્રાહ્મણને કેટલીકવાર કહ્યું ત્યારે તેણે લાકડીથી
ખોપરીને સભા બાહાર ફેંકી દીધી. એટલે ત્યાં એક એવીજ
બીજી ખોપરી પેદા થઇ. તેને ફેંકી દેવાથી પાછી તેવીજ ત્રીજી
પેદા થઇ. આ પ્રમાણે સેકડો, હજારો, લાખો, કરોડો, અબજો
થઇ ગઇ. જેથી બધી તરફથી યજ્ઞસ્થાન ભરાઇ ગયું (આથી યજ્ઞ

કર્મ કરનારાઓએ ખોપરીનો ઢગલો જોઇ આખા યજ્ઞમંડપમાં હોહો મચાવી) ત્યારે બ્રહ્માએ ધ્યાન ધરી જોયું તો માલમ પડયુ કે આ બધુ માહાદેવજીનું કરતવ્ય છે, તે હાથ જોડી આદરમાનથી સીવજી પ્રત્યે બોલ્યા કે આપ આવું કામ કરી યજ્ઞની હાની સા સારૂ કરો છો ? હે સુરેશ્વર, આ બધી ખોપરીઓને દુર કરો ? આપના નીકટ રહેવા છતાં પણ યજ્ઞમાં વીલંબ થાય તે યોગ્ય નથી. આ સાંભળી ભગવાનચંદ્રેસ્વર ક્રોધાયમાન થઇ બોલ્યા હે પીતામહ, આ, જે મારૂ અતી પવીત્ર પાત્ર ભોજનને વાસ્તે છે તેને આ નીચ બ્રાહ્મણ ભ્રષ્ટ કેમ સમજે છે ? અને જેવા મંત્રોથી હવી બીજા દેવોને માટે હોમાય છે તે મંત્રોથી મારે સારૂ અગ્નિમાં હોમ કેમ નથી કરતા ? એટલામાટે જો યજ્ઞનુ કામ વીધીથી પુરૂ કરવાની ઇચ્છા હોય તો સઘળું હવી ખોપરીમાં રાખી હોમવું જોઇએ. વળી વીશેષ કરીને મારા ઊપદેશથો અગ્નિહોમ કરવો જોઇએ નહી તો આ યજ્ઞ પુરો થશે નહીં. બ્રહ્મા બોલ્યા, હે દેવોના સ્વામી, આપનાં અસંખ્ય અનેક રૂપ છે અને સઘળા ધ્યાનને યોગ્ય છે. હે ત્રીલોચન, આ આપનું માહાવ્રત અદ્વૈત રૂપ છે અને યજ્ઞનું કર્મ દ્વૈત રૂપ છે, એટલા માટે એન યજ્ઞ હવી દેવું લોકમાં નીંદીત છે, અને વેદ સંમતીમાં પણ તેની નીંદા કરેલ છે. હે ત્રીલોચન આપનું વચન હું ટાળી શકતો નથી. હે સુરેશ્વર, આજથી દ્વીજ લોક પુરોડાસ (એક પ્રકારનું હવી) વીગેરે માટીના પાત્રમાં બનાવસે. હે સુરેશ્વર,

આપનું સ્મર્ણ કરીને સત રૂદ્રિય હોમ કરશે. સઘળા યજ્ઞોમાં વીશેષ કરીને તેનો જય થયા કરશે. સભા મંડપમાં અટમટ અન્યાય કરી આપે પ્રવેશ કર્યો એટલામાટે પુષ્કરમાં તમારી અટમટેશ્વર નામથી પ્રસીધી થશે, એટલુ બોલી બ્રહ્માએ તરતજ માહાદેવના અટમટેશ્વર નામના લીંગની પ્રતિષ્ટા કરીને કહ્યું કે જે કોઇ મનુષ્ય જેષ્ટ કુન્ડમાં સ્નાન કરી આ લીંગની પુજા કરશે તે પરમ ગતીને પામસે. કારતક સુદ ૧૪નો રાત્રે સાવધાન મનથી આ સ્થાનમાં જાગરણ કરશે તો બ્રહ્મહત્યાદિક પાપોથી મુક્ત થશે. બ્રહ્માનું આ પ્રમાણે બોલવું સાંભળી ખુસી થઇ સીવજીએ સઘળી ખોપરીઓ હરી લીધી. અને તે સુવ્રત બ્રાહ્મણો યજ્ઞના કામમાં લાગી ગયા.

ઇતિ શ્રી પદ્મપુરાણે પુષ્કર માહાત્મે ષષ્ટોધ્યાય સમાપ્ત.

**સુતજી**—આ પ્રકારે પુષ્કરમાં યજ્ઞ બ્રહ્મા કરે છે તે સાંભળી તે યજ્ઞ કેવો હશે કે જેમાં બ્રહ્મા યજમાન છે એમ વિસ્મય થઇ ઘણા આશ્ચર્યથી દક્ષિણ દેશવાસીઓનાં ટોળેટોળાં આવી પહોંચ્યા. કોઇના તો કાન ઊંચા થયેલા, કોઇ મોટા કાનવાળા, કોઇનાં નાક વાંકાં થઇ ગયેલા, કોઇ મોટા પેટવાળા, કોઇ મોટા દાંતવાળા, કોઇ મોટા હોઠવાળા, કોઇ મોટા માંથાવાળા, કોઇ ચીમઠાં, કોઇ લાંબી ગરદનવાળા, કોઇના પગ ફાટી ગયલા, આવા લોકો આવીને, હે મુનીશ્રેષ્ટ, નીરમળ જળથી ભરેલ જેમાં કમળ ખીલી રહેલ છે એવા પુષ્કરને જોઇ તરસ અને થાકથ

એકદમ નાહાવા પડયા. સ્નાન કરી બહાર નીકળી પોતાને જોવા લાગ્યા તો કદરૂપ બદલાઇ કાંમદેવ જેવું રૂપ બનેલ જોયું. ત્યારે અચંબો પામી ખુસી થઇ અંદરોઅંદર કહેવા લાગ્યા કે અહીઆ સ્નાન કરવાથી આ ઉત્તમ રૂપ મળ્યું છે એટલા માટે આ રૂપ તીર્થ નામથી સઘળા પાપનો નાશ કરવાવાળું ત્રણલોકમાં પ્રખ્યાત થશે. જે ત્યાં ઘણી શ્રધાથી સ્નાનકરી જળથી પીતરોનું તરપણ કરશે તેને ગયામાં શ્રાધ કરવાથી જે ફળ થાય છે તેથી પણ અધીક થશે. જે લોક અહીંઆં સ્નાન કરી દાન કરશે તે જન્મોજન્મ રાજા થશે એમાં સંદેહ નથી. અમે તો હવે અહીઆંજ નિવાસ કરીશું બીજું ગમે તેવું તીર્થ હશે તોપણ જઇશું નહી આવુ કહી ભોજન કરી તે સરોવરની બન્ને તરફ નીયમથી રહેવા લાગ્યા અને યજ્ઞોપવીત્ર માત્ર તીર્થ સ્થાપન કર્યાં, સુતજી બોલ્યા હે દ્વિજશ્રેષ્ટ, અહીઆં પાદ માત્ર તીર્થમાં પેહેલાં સ્પર્શ કરવાથી નીંદીત જળ પણ સુંદર થઇ જાય છે. જે માણસ નીષ્કામ થઇ શ્રધાથી અહીઆં સ્નાન કરશે તે સીદ્ધી અને પરમ મંગળ પામશે. આ પ્રમાણે સઘળા મુનીઓએ તે મોટા સરોવરના વીભાગ કરી સાયંકાળના મોટાં કર્મો ત્યાં કરીને સાંજની વખત જ્યાં બ્રહ્મા થાકેલ યજ્ઞમાં બેઠા હતા ત્યાં ગયા. ઇન્દ્રાદિ દેવો ભક્તિથી તેમને પગે પડયા અને તેઓ પણ સર્વેને નમસ્કાર કરી તેમની આગળ બેસી ગયા. હવે યજ્ઞ કર્મની વીચીત્ર કથા સરૂ થવા માંડી; એમાં સોમપાનનું કોઇ વી-

ધ્યાન કરતા હતા અને કોઇ તેને વીપરીત કહેતા હતા. એક જે પક્ષને સીદ્ધ કહેતા હતા તેમાંથી બીજા મીમાંશકો લોક ક્રોધથી લાલ આંખો કરી દોષ કાઢતા હતા. બીજા શ્રેષ્ટ બ્રાહ્મણો જે સારી પેઠે જાણતા હતા તે મધ્યસ્થ વિવાદ છોડી યથાર્થ પોતાના વિચાર જણાવતા હતા. માહા વીર પુરોડા સચરયન પ્રાસનાદિક કર્મમાં બીજા લોકો પોતાનો પક્ષ લેઇ વિવાદ કરતા હતા. યજ્ઞ ના વીવાદમાં લાગેલા આપસમાં સ્પર્ધા રાખનાર બ્રાહ્મણોની. આ પ્રમાણે રાત વીતી ગઇ.

ઈતી શ્રી પદ્મપુરાણે પુષ્કર માહાત્મે સપ્તમોધ્યાય સમાપ્ત

સુતજી—ત્યારપછી નીર્મળ પ્રાતસકાળ થયો. સુર્યનારાયણે દર્શન દીધાં. બ્રાહ્મણો જેષ્ટ પુષ્કરમાં સ્નાન કરી બ્રહ્મા પ્રત્યે બોલ્યા કે પુષ્કરવાસી મનુષ્યોએ દ્વાદશીને રોજ પ્રાચી સરસ્વતી કે જ્યાં તેત્રીસક્રોડ તીર્થ વીધ્યમાંન છે ત્યાંહાં વીશેષ કરી સ્નાન કરવું જોઇએ. હે દેવોમાં શ્રેષ્ઠ, આજ ત્યાં મધ્યાન ક્રીયા કરી પછી પીતરોનાં તરપણ કરી યજ્ઞના તરપણ કરી યજ્ઞના કામમાં લાગીશું, આપ કૃપા કરી આજ્ઞા આપો. ત્યારે બ્રહ્માએ વીચાર કરીને કહ્યું, જાઓ પણ જલદી આવજો જેથી કામનો આરંભ થઇ જાય. તેઓ તરતજ પ્રાચી સરસ્વતી કે જેનાં બંન્ને કીનારા, બોર, ઈંગુદી, કાસમરી, કાકડી, કેર, અને બીજા મુનીઓનાં વાવેલા અન્નથી સોભાયમાન થઇ રહ્યાં હતાં અને જેની આસપાસ મુનીઓના આશ્રમો આવી રહ્યાં હતાં તે પ્રાચી સરસ્વતીને જોઇ

ઘણા પ્રસન્ન થયા. તીર્થમાં નાહી સાવધાન મનથી દેવ પીતરોના તર્પણ કર્યા પછી તેમની નજરે થોડે દુર એક આશ્રમ પડ્યું કે જ્યાં નોળીઓ અને સાપ, સીંહ અને હાથી, બીલાડી અને ઊંદર ખેલી રહ્યાં હતાં તે આશ્ચર્ય જોઇ આશ્રમમાં ગયા, તો ત્યાં મંકણક મુનીને જોયા. તે પવીત્રીને વાસ્તે દર્ભને સુધ કરતા હતા. તે વખતે દર્ભથી આંગળી કપાવાથી સાગનો રસ ચુવા લાગ્યો. એ જોઇ મુની ઘણા પ્રસન્ન થઇ વેગથી ઉભા થઇ તીર્થને માટે પોતાને ઘેર આવી યોગ્ય મુનીઓથી વાતચીત કર્યા વીના એકદમ નાચવા લાગ્યા. એના નાચવાથી સંકર, બ્રહ્મા, અને વિષ્ણુ સીવાય આખું જગત નાચવા લાગી ગયું. તેના પ્રભાવથી તે શ્રેષ્ટ મુનીઓ પણ નાચવા લાગ્યા. આવી વીટમણા જોઇ બ્રાહ્મણ લોકો નાચતા નાચતા દોડીને યજ્ઞમંડપમાં આવ્યા. તેઓને નાચતા જોઇ સીવ, બ્રહ્મા, વિષ્ણું સીવાય દેવતા અને મનુષ્ય જેઓ ત્યાં બેઠા હતા તે સરવે નાચવા લાગ્યા. બ્રહ્મા બોલ્યા, હે શ્રેષ્ટ બ્રાહ્મણો આ શું છે કે તમો સર્વે દેવ સહીત યુગના અંતમાં ખુશી થઇ નાચી રહ્યા છો ? બ્રાહ્મણો બોલ્યા હે મહારાજ અમે અને દેવ પોતાની ઇચ્છાથી નાચતા નથી, પણ આનંદની વાત સાંભળો અમે નૃત્યનું સઘળું કારણ કહીએ છીએ. પ્રાચી સરસ્વતાના તીરપર મંકણુક રૂષી રહે છે તેનો હાથ દર્ભથી કપાતાં તેમાંથી સાગનો રસ નીકળ્યો તેના પ્રભાવથી ચર અચર સઘળું જગત નાચી રહેલ છે. વાસ્તે આપ જાતે જઇ તેને વારો

કે જેથી પર્વતોના સીખરો પૃથ્વી ઉપર ન પડે, સમુદ્ર પોતાની માઝા ન મુકે, વૃક્ષ ઉખડી ન જાય, અને સ્થાન ચલાયમાન ન થાય. આ સાંભળી બ્રહ્મા પાસે ઉભેલા સીવજી પ્રત્યે બોલ્યા, હે સંકર તમે જલદી જઇ મુનીને નાચતા બાળો. સંકર બ્રાહ્મણનું રૂપ ધરી ત્યાં જઇ બોલ્યા હે તપસ્વી, તપનો નાશ કરનાર નીંદીત નૃત્ય કેમ કરો છો? તે છોડી દો. જે બ્રાહ્મણ અહીઆં નાચી પોતાનુ ગુજરાન કરે છે તે બ્રહ્મ કર્મથી નીંદીત થઇ નકી નર્કમાં જાય છે. મંકણુક બોલ્યા હે વીપેન્દ્ર, મારા તપના પ્રભાવથી સીદ્ધીના ચીન્હ રૂપે હાથમાંથી સાગનો રસ નીકળે છે તે તમે કેમ નથા જોતા? હે દ્વિજોત્તમ, હું ન તો રાગથી, ન તો ઉન્માદથી, ન તો ગુજરાન વાસ્તે, ન તો લોભને વાસ્તે નાચુ છું કે જેથી તપનો નાશ થાય. જે બ્રાહ્મણ ઘણી ભક્તીથી આનંદીત થઇ નૃત્ય કરે છે તેના દર્શનથી બ્રહ્મહત્યા કરનાર પણ મુક્ત થાય છે એમાં કાંઇ સંદેહ નથી. આ સાંભળી સંકરે હસીને તેના દેખતાંજ પોતાના અંગુઠા ઉપર તર્જની આંગળી મારી, તેથી બરફ જેવી સફેદ ભસ્મ નીકળી, જેથી તે વખતે ત્યાં સઘળી પૃથ્વિ સફેદ થઇ ગઇ ત્યારે તે બ્રાહ્મણને કહ્યું કે હે રૂષીશ્વર જો આ મારા અંગુઠાના આગલા ભાગમાંથી ભસ્મના ઢગલા નીકળે છે તો પણ હું નાચતો નથી. હે વીપ્ર તું થોડો સાગનો રસ નીકળવાથીજ નાચે છે, એ તને છાજતું નથી. મુનીજી બોલ્યા, આ ઘણા આશ્ચર્યની વાત જોઇ મુની ઘણા ચકીત થઇ ગયા અને સમાધી

ચઢાવી તેમને માહાદેવ જાણી સાષ્ટાંગ પ્રણામ કરી હાથ જોડી બોલ્યા હે દેવ, ત્રણ લોકમાં આ આપનુંજ કાર્ય છે બીજા કોઈ-ની સક્તી નથી કે જે હાથના અગ્ર ભાગમાંથી આટલી ભસ્મ કાઢી શકે. શ્રી સીવજી બોલ્યા, હે વીપ્ર તેં મને ઓળખ્યો. બીજો કોઈ ઓળખી શકે નહીં. તું તપમાં વીઘ્નકારક નૃત્યને છોડી દે। તને નૃત્યમાં તતપર જાણી હું આવ્યો છું. વર માગ કે જેથી મારૂં દર્શન વૃથા ન જાય. તારૂં કલ્યાણ થશે. મંકણુક બોલ્યા ધ્યાનમાં તતપર જોગીઓને પણ કદી આપના દર્શન થતા ન-થી તે મને થયાં એ વર સમાનજ છે. હે દેવેશ, મોટા મોટા યજ્ઞ કરવાવાળા મનુષ્યોને સ્વપ્નામાં પણ આપના દર્શન દુર્લભ છે. શ્રી માહાદેવ બોલ્યા, હે મુનીવરોત્તમ તોપણ તમે મારી પાસે મનવાંછીત વર માગી મારૂ દર્શન સફળ કરો. મુની બોલ્યા હે દેવોમાં શ્રેષ્ઠ જ્યારે આપને મને વર દેવોજ છે તો હે પરમેશ્વર હું જે કહું તે સઘળું અહીઆં થવું જોઈએ. કારતક સુદમાં જે મનુષ્ય પ્રાચીસરસ્વતીમાં આવી સ્નાન કરે, પીતરોનું તરપણ કરે તે આપની કૃપાથી સઘળા પાપથી મુકત થાય. હે સુરસત્તમ, આપ, હંમેશાં અહીઆં રહો, અને હે દેવના ઈશ્વર એવીજ રીતે મારા તપનો નાશ ન થાય. માહાદેવજી બોલ્યા હે વીપ્ર, કારતક સુદીબા-રસને દીવસે અહીઆં હું જરૂર આવી રહીશ અને આ નાચથી તારા તપની હાની નહી થાય. જે મનુષ્ય આ પ્રાચી સરસ્વતીમાં આવીથી કારતક સુદી બારસને દીવસે સ્નાન કરશે હે [illegible]

તેના સાત જન્મના પાપનો નાશ થશે. જે મનુષ્ય અહીઆં થોડું પણ સોનુ આપશે તેને સુવર્ણમેધ યજ્ઞનું ફળ થશે. જે અહીઆં શ્રધાથી ભોજન વસ્ત્ર દેશે, તે સરીરમાં જેટલાં રોમ છે તેટલા યુગો લગી સ્વર્ગમાં રહેશે. હે દ્વીજ, તેમાટે અહીઆં વસ્ત્ર, અન્ન, ચાંદી અને સુવર્ણ દાન દેવું જોઇએ કેમકે અહીઆં થોડુ દાન કરે ઘણું ફળ મળે છે જે બ્રાહ્મણ અહીભક્તોથી સત રૂદ્રી કરશે તે એજ વખતે સર્વે પાપોથી છુટી નીર્મળ થઇ જશે. જે કોઇ અહીઆં એકાગ્ર ચીતે સ્નાન કરી સો ગાયત્રીનો જપ કરસે તે જન્મ મૃત્યુ અને બુઢાપાથી છુટી સીવની પાસે જશે. જે પ્રાચી સરસ્વતીના કીનારા ઉપર દેહ ત્યાગ કરસે તે પોતાના કરેલા પાપોથી મુક્ત થશે. કીડા, પતંગ, પશુ, અને પક્ષી પણ અહીઆં મરવાથી પરમ ગતી પાંમશે. ઘા ‥થી દુખી, તરસથી પીડાયેલ પણ અહીઆં પ્રાચી સરસ્વતીના જળમાં સ્નાન કરવાથી શ્રેષ્ઠ ગતીને પાંમશે. સુતજી બોલ્યા તે ભગવાન એવું કહી અંતરધ્યાન થઇ ગયા; મંકણક પણ નૃત્ય છોડી તપ કરવા લાગ્યા, અને સાવધાનપણે કેટલાક કાળ લગી તપ કરી સીવમાં જઇ મળ્યા. જો કોઇ દુર દેશનો વાસી હોવા છતાં પણ આ આશ્રમમાં સ્થાપેલા મહાદેવના સ્નાન કરી દર્શન અથવા સ્પર્શ કરે તો વરત શરીરનો નાશ કરનારા પાપથી તે મુક્ત થાય છે.

**ઈતીશ્રી પદ્મપુરાણે પુષ્કર માહાત્મે આષ્ટમોધ્યાય સમાપ્ત.**

સુતજી—આ પ્રકારે મંકણુકના નૃત્યથી નીવૃત થયા પછી ઇષ્ટ ફળના દેનાર પીતામહના યજ્ઞ તૃથીને પહોંચ્યો, જે યજ્ઞ મોટા મોટા આચાર્યો અને મોટા મોટા દાનવોથી યુક્ત હતો. હે દ્વિજોત્તમ, ત્યાં એક યુવાન શ્રેષ્ઠ બટુએ જે કામ કર્યું તે તમોને સંભળાવું છું. જેષ્ઠ કુંડમાંથી ભયાનક જળના સાપ લઇ કેટલાક બ્રાહ્મણો પાસે નાંખ્યા. તેથી તે સાપ જલદી જલદી આડા અવળા ફરતા યજ્ઞના કામમાં રોકાયલા બ્રાહ્મણોને ડરાવવા લાગ્યા. ત્યારપછી તે સરપોએ મોટા યજ્ઞમાં બેઠેલ હોતાને જોઇ ચારે તરફથી તેના શરીરને ઘેરી લીધો. તે પ્રાશ્ચિત'ના ભયથી સ્થાનથી ખસ્યો નહીં; બધાઓએ બીકથી યજ્ઞમાંથી દ્રષ્ટિ બીજી તરફ દોડાવી. સભામાં બેઠેલા બ્રાહ્મણોએ કુટીલ સાપના ભયથી ભારે હાહાકાર મચાવ્યો. વીનીતમિત્ર વરૂણના કામમાં લાગેલ પિતાને સાપથી લપટાએલા જોઇ તેના પુત્રે પેલા બટુનાં ચરિત્ર જાણી ક્રોધીત થઈ શ્રાપ દીધો. હે દુર્બુદ્ધિ, તેં સભામાં સાપ ફૂંક્યા તેથી મારા વચને કરી તું સીઘ્ર સાપ થા. બટુ બોલ્યો હે દ્વિજ મેં તો હસવા માટે જળના સાપને અહીંઆં ફેંક્યા હતા, કાંઇ તમારા પીતાપર વેરથી ફેંક્યા નહોતા, તો મને શ્રાપ શામાટે દો છો? આ વખતે તે સર્પ તેના શરીરને છોડી બીજે ગયો. તેને પણ ડર લાગ્યા. તે સનાતનનો પુત્ર બટુ પણ સર્પ થઇ ગયો. દુઃખ અને શોકથી યુક્ત બ્રાહ્મણોથી વીંટાયલો, જેના નેત્રમાં આંસુ આવી રહેલ છે તે જુઠની જુઠ્ઠો, જાવ, શાક્ષાંગ, ગણામ

કરી ગદ ગદ વાણીથી બોલ્યો, હે નાથ, હું બ્રહ્માનો પૌત્ર અને સનાતનનો પુત્ર છું. તમારા પુત્ર માહાત્મા ચ્યવને મને શ્રાપ દીધો છે. હે બ્રાહ્મણ શ્રેષ્ઠ, હું નિર્દોષ છું, માટે મને શ્રાપથી બચાવો ? આ વચન સાંભળી કૃપાળુ ભૃગુ બોલ્યા, હે બાળક, તેં આ બ્રાહ્મણને શ્રાપ દઇ ખોટું કામ કીધું. વાખથી ભરેલો સર્પ પણ મારો તીરસ્કાર કરી શકતો નથી તો આ વીખ રહિત સર્પ શું કરે ? આ બ્રાહ્મણે મારા ઊપર વેરથી સાપ ફેંક્યો નહોતો. એટલા માટે આ બ્રાહ્મણના શ્રાપથી જલદી મુક્ત કરો. ચ્યવને કહ્યું, જો સમુદ્ર મર્યાદ છોડે, સુર્ય શીતળ થઇ જાય, ચંદ્રમા ગર્મ થઇ જાય તોપણ મારૂં વચન મિથ્યા થાય નહીં. આનું આવું હઠભરેલું બોલવું સાંભળી બ્રહ્મા પોતે આવ્યા કે જ્યાં પોતાનો પૌત્ર સર્પ રૂપે હતો. બ્રહ્મા બોલ્યા હે પૌત્ર, તમારે કોઈ પ્રકારે વીવાદ ન કરવો જોઇએ. પેહેલા મારી વાત સાંભળો કે જેથી તમને સર્પ યોની મળી. પેહેલાં નાગોનાં નવ કુળ રચવાની મારી ઇચ્છા હતી તે મર્યાદ વાળી પૃથ્વી ઉપર પછી તમારૂ કુળ થશે. મંત્ર અને ઔષધથી યુક્ત મનુષ્યને પીડીશ નહીં. આખા જગતમાં તારી મોટી પુજા થશે. અહીઆં પર્વતના તીર ઉપર આપથી નીકળેલો આચમનને યોગ્ય જળનો કુન્ડ છે ત્યાં એ-સી તપ કરનાર કરકોટક નાગ તને કન્યા આપશે. એનાથી પૃથ્વિ ઉપર સમવાદ આ નવમા કુળની રચના થશે. શ્રાવણ વદી પાચમને રોજ તમારા કુળની મોટી પુજા થશે. આજથી આ ક્ષેત્ર પૃથ્વિ ઉપર સઘળા પાપનો નાશ કરનાર નાગ તીર્થ ના-

મથી પશ્ચાત થશે, જે અહીંઆં પાંચમને દિવસે સ્નાન કરી તમારી પુજા કરશે તે મનવાંછિત ફળ પાંમશે. પુત્રની કામનાવાળી સ્ત્રી પાંચમને દિવશે સુર્યોદય વખતે ફળ હાથમાં લઇ ભક્તિથી સ્નાન કરશે તો તેને વંશની વૃદ્ધિ કરનાર શ્રેષ્ઠ પુત્ર મળશે. સુતજી બોલ્યા. અવ્યક્તજન્માબ્રહ્માના આવા વચનોથી તે યજ્ઞમાં નીમંત્રણ કરેલા બીજા નાગો પણ આવ્યા. વાસુકી, તક્ષક પુંડરીક, કસોદર, કંબલ, અસ્વતર, શેષ, અને તાર્ક્ષક. આ બધાએ વિનયપૂર્વક નમસ્કાર કરી બ્રહ્મદેવ પ્રત્યે બોલ્યા, હે પિતામહ, આપની આજ્ઞાથી વાયુએ નીમંત્રણ કરી અમને બોલાવ્યા છે. અમે આપની સાહ્યતા કરવા આવ્યા છીએ. આપ અમને આજ્ઞા આપો કે અમે આપની સેવામાં તૈયાર થઇએ. પીતામહ બોલ્યા, હે માહા સરપો આપ લોકથી મારી સાહ્યતા એટલીજ છે કે આપ નાગરાજના પર્વત ઉપર જલદી જઇ નાગ તીર્થમાં યત્નથી રહો. જે કોઇ મારા યજ્ઞમાં દુષ્ટતાથી વિઘ્ન કરવા આવે તે રાક્ષસ અથવા પીસાચ અથવા ભુત અથવા મનુષ્ય હોય તો તેને તરત ખાઇ જાઓ. હે નાગો આ અમારા યજ્ઞની રક્ષા છે. હે નાગ આ શ્રેષ્ટ કામ કરવાથી તમારી કૃષ્ણપક્ષની પાંચમે પુજા થશે. જે માહાભાગ્ય માણસ તમારો રાફડો શ્રાવણ વદી પાંચમને રોજ પુજશે તેને તમારો ભય રહેશે નહીં. સુતજી બોલ્યા, એ નાગોએ પીતામહને પ્રણામ કરી બહુ સારૂં એમ કહી સનાતનના પુત્રને સાથે લઇ નાગતીર્થની રક્ષા કરી. ત્યારથી તે

તીર્થ નાગતીર્થના નામથી પ્રસિદ્ધ થયું. જે ભક્તિથી સ્નાન કરનાર મનુષ્યના સર્વે મનોર્થ પુર્ણ કરે છે. જે ત્યાં એકવાર શ્રદ્ધાથી સ્નાન કરી સનાતન આદિ પુત્રોની પુજા કરે, દ્વીજોને જમાડે તે સાત જન્મ લગી તેટલુ સ્થાન પામે છે. ભુત, પીસાચ્ય, વીશેષ કરી ડાકણો, રોગ અને શત્રુનો ભય રહેશે નહીં. જે બ્રાહ્મણો પાસે વંચાવી ભક્તિથી સાંભળશે તેને વર્ષ લગી સાપ કરડશે નહીં. જો બ્રાહ્મણ નાગથી ડંસેલા માણસની સન્મુખ નાગતીર્થનું માહાત્મ વાંચે તો કારમો ડંસેલો પણ ઉતરી જાય છે. પુસ્તકમા લખેલું નાગતીર્થનું માહાત્મ જ્યાં રહેશે ત્યાં સાપ આવશે નહીં.

ઈતીશ્રી પદ્મપુરાણે પુષ્કરમાહાત્મે નવમોધ્યાય સમાપ્ત.

**સુતજી**—યજ્ઞના કાંમમાં લાગેલા તે શ્રેષ્ટ બ્રાહ્મણોને, આ પ્રમાણે બીજો દિવસ વીતી ગયો. હેદ્વિજોત્તમ, ત્રીજે દિવસે તેરસને દિવસે જેષ્ટ પુષ્કરમાં સવારમાં સ્નાન કરી દીક્ષા લીધેલા બ્રાહ્મણો બ્રહ્માની પાસે આવી બોલ્યા, આ વનમાં તેરસને દીવસે બહુ પુન્ય દેનાર કયું તીર્થ છે કે હે પીતા મહ, જ્યાં અમે મધ્યાન સેવન કરીએ. બ્રાહ્મણના આ વચનો સાંભળી બ્રહ્મા બોલ્યા, અહીઆં પશ્ચીમમાં ખજુરના વનમાં સઘળા પાપનો નાશ કરનાર પ્રાચી અને નંદા સરસ્વતીનો સંગમ છે જે પુરૂષ કારતક સુદી ૧૩ ને દીવસે સાવધાન મનથી સ્નાન કરશે તે ઉત્તમ ગતીને પામસે. જે માણસ તે દીવસે શ્રાધ્ધ કરશે તે પોતાના મહોત પાછલી સાત પેઢીઓને તારશે. જે ત્યાં સાવધાન થઈ

સઘળી સામગ્રી સહીત બ્રાહ્મણને ગૌદાન કરે તે ફરીને ત્યાં જન્મ નહી લે. હે દ્વિજ શ્રેષ્ઠ, ત્યાં ગૌદાન વીશેષ કરી કરવું જોઈએ કેમકે ત્યાં ધેનુરૂપ નંદા, નદીરૂપને પામ થઇ હતી. જે પુરૂષ ત્યાં ગૌદાન કરે છે તે ગૌનાં શરીરમાં જેટલા રૂવા છે તેટલા પેહેલા થઇ ગયેલા અને તેટલા પછી થનાર કુળના પુરૂષોને તારે છે. સુતજી બોલ્યા, અવ્યક્ત જન્મા બ્રહ્માના આ વચનો સાંભળી પ્રસન થઇ નંદા સરસ્વતી તરફ ગયા. ત્યાં સ્નાન કરી વીધીથી સઘલા પીતરોને તરપણ કરી જળમાં પોઢનાર નારાયણનાં દર્શન કરી યજ્ઞ સ્થાનમાં પાછા આવ્યા. ત્યાર પછી દેવોને પ્રસન કરવા ને વાસ્તે વેદોક્ત વીધીથી યજ્ઞનું કામ ક્રમથી કરવા લાગ્યા. હે દ્વિજોત્તમ, મનુષ્યોએ અહીઆ મુંછ, કેશ મુડાવવા ન જોઈએ, કેમકે અહીઆં બ્રહ્માનો યજ્ઞ નીત્ય છે અને હે દ્વિજ શ્રેષ્ઠ, પુષ્કરમાં વીષ્ણુ, બ્રહ્મા આદી દેવતાઓનાં સ્થાન અને સીવલંગ પગલે પગલે સ્થાપેલાં છે એટલા માટે માહાત્મા લોકોએ યોજનની અંદર મુંડન, વીષ્ટા, બીજ અને મળનો ત્યાગ કરવો જોઈયે.

ઈતીશ્રીપદ્મપુરાણે પુષ્કરમાહાત્મે દશમોધ્યાય સમાપ્ત.

ઋષી—હે સુત પુત્ર, આપે આ જે નંદા સરસ્વતી કહી તે પહેલાં ધેનુરૂપ થઈને નદી શી રીતે થઇ ?

સુતજી—હે વીપેંદ્ર, જેનું સ્મર્ણ કરવાથી પાપનો નાશ થાય એવી નંદા નદીની કથા આપને કહું છું. પરમધર્મીક, સર્વાંગતપાળ દેવ દ્વિજભક્ત પ્રભંજન નામે રાજા થયો. તેના

રાજ્યમાં દુર્ભીક્ષ, દરીદ્રતા, રોગ, દુઃખ અને શત્રુથી પરાજયનું નાં- મજ નોહોતું. એક દિવસે ક્ષત્રીય ધર્મજાણી ખજુરોના વનમાં જઇ ધનુષ લઇ શીકાર ખેલવા લાગ્યો. તેણે એક હરણી જે પોતાના નાના બાળને ધવડાવી રહી હતી તેના ઉપર કાન લગી ધનુષ તાણી તેના પેટમાં માર્યું. એ તીર હરણીના પેટ માં થઇ સરરર કરતુ દરમાં જેમ સાપ પેસે છે તેમ પૃથ્વીમાં પેસી ગયુ. હવે લોહીથી ભરેલી ખજુરના વન માં પડેલ હરણી મર્ણ સ્થીતીમાં જાણી ચારે તરફ જોવા લાગી. તે મૃગણી ધનુષ હાથમાં લેઇ ઉભેલા તેજસ્વી પુરૂષને જોઇ તેને ઘાતકી જાંણી કંઠે પ્રાણ આવી રહ્યાં છતાં લડથડતી વાણીથી બોલી. હે પાપી તેં કુ બુધ્ધીએ આ શું દુષ્ટ કર્મ કર્યું કે નાના બચ્ચાંવાળી નીરાંતે બેઠેલ મને મોટા બાણુથી મારી? હુ મરી જઇશ તેનો મને કાંઇ પશ્ચાતાપ નથી, પણ આ બચ્ચાં જે માત્ર દુધ પીને રહે છે ઘાસ પણ ખાવા શીખ્યાં નથી તેની ચીં- તામાં છું, એટલા માટે મારી સાથે તેનું પણ પાપ તને લાગ શે. તેં બન્નેનો વધ કર્યો તેથી તું આ વનમાં વાઘ થજે. સુત બોલ્યા, આ રાજા મહા શ્રાપને સાંભળી વ્યાકુળ થઇ ધનુષને પૃથ્વી ઉપર પટકી મૃગણી પ્રતે બોલ્યો, હે વનચર, પોતાના ધર્મ પ્રમાણે આચરનાર દોષ રહીતને તું કેમ શ્રાપ દે છે? તું પાપથી કેમ નથી ડરતી? બ્રહ્માએ શીકારના વીનોદને માટે હરણ અને યજ્ઞને માટે પશુ બનાવ્યાં છે એવું સનાતન શ્રુતીમાં છે. હું સુર્ય

વંસી પ્રભંજન નામે રાજા છું તે તું સાચુ માનેતો પાપથી મારી રક્ષા કર. મૃગણી બોલી બ્રહ્માએ ક્ષત્રીઓના મારવા વાસ્તે હર ણ બનાવ્યાં છે એ તેં કહ્યુ તે સત્ય છે પણ તે ખુશામતી વીધી છે. ક્ષત્રીય, સુઇ રહેલ, રોગી, તરસ્યો જળમાં બેઠેલ, દુધ પીતા મૈથુન કરતા, મૃગને મારેતો પાપી થાય છે એમાં સંદેહ નથી, એટલા માટે તું આ વનમાં ભયાનક વાઘ થઇશ. હે નીચ ક્ષત્રી પાપી, તેં મને અન્યાયથી મારી છે. રાજા બોલ્યો, જો એમ છે તો હું તને વીનંતી કરૂછું કે મારા જેવા અન્યાઇ પાપીના શ્રાપ એક વખત દુર કર. હરણી બોલી હે રાજેંદ્ર, આ વનમાં શ્રેષ્ટ ગાય નંદીનીને ફરતી જોઇ તેની સાથે ધર્મસુચક સંવાદ કરવાથી વ્યાઘ્ર યોનીથી તું મુક્ત થઇશ એ સત્ય માનજે. સુતજી બોલ્યા, મૃગ ણીએ એટલુ કહી પ્રાણ છોડયો. તેજ વખતે રાજા પણ વાઘ થઇ ગયો અને બીજાં મૃગ વીશેષ કરીને સાબરો તથા બીજા ગાંમોના પસુ જેવાં કે ગાય, ભેંસ વીગેરે જે સામે આવે તેને મારવા લાગ્યો. આમ કરતાં કરતાં તેને ઘણાં વર્ષો વીતી ગયાં. એવામાં એક વખ તે તે વનમાં ગોપ અને ગોપીઓની સાથે ગાયોનું ઝુંડ આવ્યુ. રંગ બેરંગી ગાયો આડી અવળી નાશતી હતી, ગોપ અને ગોપીઓ નૃત્ય અને ગાયન કરતી હતી, તે વખતની શોભા અજાયબ જેવી લાગતી હતી. એવામાં તે વનમાં ગોવાળે હાંક મારવાથી ગાયો ચરવાની ઇચ્છાથી આડી અવળી ચાલી નીકળી. તે વખત કોઇ ગોવાળની મુખ્ય ખુબસુરત જેનો કંઠ ઘંટથી સોભી રહેલ છે

તેવી નંદીની નામની ગાય ચારાની ઇચ્છા કરયા વગર જુથને છોડી ખજુરના વનમાં વેગથી ઘુમવા લાગી. આ વખતે તે ગાય પેલા વાઘની દ્રષ્ટીએ પડી. એ વાઘ અત્યંત ભુખથી દુબળો થઇ પોતાના સ્થાનમાં બેઠો હતો તેણે એકાએક તેને જોઇ ખુશી થઇ જમણો પગ ઉપાડી જોસથી તલપ મારી. તે ગાયને મરણ પાસે આવ્યુ જાણી ગોકુળમાં છોડેલું પોતાનુ વાછરડુ સાંભરી આવ્યુ. આંસુથી નેત્ર ભરાઇ ગયાં, જીવવાની આશા છોડી રાંક અને દુઃખી થઇ અનેકપ્રકારથી વીલાપ કરવા લાગી. ગરીબડીની માફક વાર વાર તેને વીલાપકરતીજોઇ અતી કઠોર વચને વાઘ બોલ્યો, હે ધેનું, તું અનેક પ્રકારનો વીલાપ કરી નકામી બરાડે છે. હવે તો તું મારા પંજામાં આવી, તારૂ જીવવું કેવું? હું ભુખ્યો છું. તારા માંસથી તૃપ્ત થઇશ, અને રૂધીરથી મારી તરશ છીપાવીશ. એટલા માટે તારા હૃદયમાં રહેલ ઇષ્ટ દેવતાનું સ્મર્ણ કર, ત્યાં લગી હું તને મારીશ નહીં. સત્યતા ઉપર નજર કર. ધેનુ બોલી, હે વનના રાજા ક્ષણભંગુર જીવવાનો સોચ કરતી નથી, પરંતુ ગોકુળમાં વીયાએલ દુધ પી નાનું વાછડું મારી વારંવાર વાટ જોતું હશે, એ કારણથી હે માહાભાગ, મને રજા આપે તો જલદી વ્રજમાં જઇ મારા વાછડાંને છાતીએ લગાડી તેનું માંથુ સુંઘી તેને શીખ દેઇ જલદી આપની પાસે આવીશ, અને મારૂ શરીર આપને ખાવા દેઇશ. હે વાઘ્ર, આ રીતે કરવાથી આપની મેહેરબાનીથી મારૂં સારૂં મૃત્યુ થશે એમાં સંદેહ નથી. વાઘ બોલ્યો

તું ઘર જઈ મરવાને વાસ્તે ફરી શી રીતે આવે? જગતમાં માણ્સ ભયની બરાબર બીજો કયો ભય છે? ધન, સ્ત્રી, પુત્ર વીગેરે પણ જ્યાં લગી માંણ્નો ભય નથી ત્યાં લગી પ્યારાં લાગે છે, તેના આવવા સમય વીખ જેવાં થઈ પડે છે. ધેનુ બોલી, હે માહા ભાગ, માણ્ની બરાબર ભય નથી એ આપનું કેહેવું સત્ય છે પરંતુ હે સમર્થ, હું આવવાને માટે સોગન ખાઊં છું. વાસ્તે મને છોડી દો. વાઘ બોલ્યો, તારા સોગન કેવા છે તે મને કહે. તું ફરીને આવે એ મને અચંબા જેવું લાગે છે માટે જલદી કહે. ધેનું બોલી હે વાઘ, બ્રહ્મહત્યામાં અને માતપીતાને બાંધવામાં જે પાપ છે તે જો હું પાછી ન આવું તો મને લાગે. આગ લગાડનાર અને વીખ દેનારનું પાપ જો પાછી ન આવુ તો મને લાગે. જે નષ્ટ બુદ્ધિવાળો પુરૂષ હળમાં ત્રણ બળદ જોડે છે તેનું પાપ જો હું ફરી ન આવું તો મને લાગે. પુર્ણવાસી અને અમાવાસ્યાને રોજ મૈથુન કરવાથી જે પાપ થાય છે તે જો પાછી ન આવું તો મને લાગે. શ્રાધ કરી બીજીવાર ભોજન કરી મૈથુન કરવાથી જે પાપ લાગે છે તે જો હું પાછી ન આવુ તો મને લાગે. સ્વામી સાથે વેર કરવાથી અને વેદને વેચવાથી જે પાપ લાગે છે તે જો હું પાછી ન આવું તો મને લાગે. વીસ્વાસઘાત કરવાથી અને કૃતઘ્નિ થવાથી જે પાપ થાય છે તે જો હું પાછી ન આવું તો મને લાગે. ગૌના વીક્રયથી અને સોમલના વેચવાથી જે પાપ થાય છે તે જો હું પાછી ન આવું તો મને

લાગે. કન્યાને વેચવામાં અને ચોરી કરવામાં જે પાપ થાય છે તે જો હું પાછી ન આવું તો મને લાગે. પતીના જીવવા છતાં જે સ્ત્રી વૃત અને ઉપાસનામાં લાગી રહે તેનું પાપ જો હું ન આવું તો મને લાગે. પશુ પાળવામાં અયુક્ત વૈસ્યને પાપ થાય છે તે જો હું પાછી ન આવુ તો મને લાગે. દુર્ભાગને લીધે અગ્નિથી બળેલી સ્ત્રી પતિથી વેર કરે તેનું પાપ જો હું પાછી ન આવું તો મને લાગે. સુદ્ર થઇ દ્વિજની ભક્તિ ન કરવાથી જે પાપ થાય છે તે જો હું પાછી ન આવું તો મને લાગે. સુતજી બોલ્યા હે દ્વિજોત્તમ, તે વાઘ, ધેનુના આવા સોગનોથી ચકીત થઇ આદરમાનથી બોલ્યો. જો એમ હોય તો ગોકુલમાં જલદી જઇ તારા વાછરડાને જોઇ દુધપાઇ સત્યતા ગ્રહણ કરી પાછી આવજે. એમ ન જાણીશ કે આ મુર્ખને ખુબ ધોખો દઇ જુઠી મુઠી વાત બનાવી વાઘથી પ્રાણ બચાવી લીધો ? સત્યથી સુર્ય તપે છે, સત્યપર દુનિયાં સ્થીર છે. સત્યનો આશ્રય કરી સમુદ્ર પોતાની મર્યાદા છોડતો નથી. પેહેલા માહાત્મા દવોએ વિશેષતા જાંણવા સારૂ ત્રાજવામાં એક તરફ એક હજાર અસ્વમેધ, અને બીજી તરફ સત્ય રાખી તોલ્યું તો સહસ્ત્ર અસ્વમેધથી પણ સત્ય વધારે થયું; વાસ્તે સત્યનો ત્યાગ કદી કરીશ નહીં. સુતજી બોલ્યા, આ વચન સાંભળી એમજ કરીશ એવી પ્રતીજ્ઞા કરી તેને પુછી પુત્રના દર્શનની અભીલાષાથી વ્રજ તરફ ચાલી. હવે વાછરડો આંખમાં આંસુ આવી રહેલ છે અને વારંવાર ચાટી રહી

છે તેને જોઇ વીકળ થઇ બોલ્યો, તું આજે કેમ જુથને છોડી ઉતાવળી રોતી રોતી ચાલી આવી છું ? ગાય બોલી, હે પ્યારા, પેહેલાં દુધ પી લો, પછી વૃતાંત પુછજો. આજ દુધ પી લો ફરી તમને કોણ પાસે ? આજ હું વનમાં ફરતી ભુખ્યા સિંહથી સપડાએલી છું. સોગન ઉપર છુટી આવી છું. પાછી હું ત્યાં જઇશ કે જ્યાં માંસનું ભક્ષણ કરનાર ભુખ્યો વાઘ મારી વાટ જોઇ બેઠેલ છે. હે પુત્ર, તમે પણ તમારૂં જુથ છોડી ચારાના લોભથી વનમાં એકલા કદી જશો નહીં. જીવોને જે જે દુખ થાય છે તે વીશેષ કરી જીભના કારણથી થાય છે. જો હું ઘાસના લોભથી જુથ છોડી એકલી દુર ન જાત તો સંકટમાં શોરીતે આવત. જીભના વસ થયેલા પ્રાણીઓનું જળમાં રહેનાર માંછલાની માફક અચાનક મોત થાય છે. એટલા માટે હે પ્યારા, પ્રાણ ત્યાગની દશામાં પણ કુટીલપણુ દુર છોડી દેવું જોઇએ આ બધા લોક ઇંદ્રિઓની ચંચળતાથી હેરાન થઇ જાય છે ઇન્દ્રિઓને જીતવાથી બંને લોક નક્કી જીતાય છે. વાછરડો બોલ્યો, હે માતા, જો તું માંસને માટે સોગન ખાઇ આવી છું તો તું રહે, હું જાઊં છું. તે ભુખ્યો વાઘ તારા બદલે મને ખાશે. માતાની ભક્તિ કરવામાં જે ગતી થાય છે તે ગતીને હું પ્રાપ્ત થઇશ. પ્રાણ ત્યાગ કરી ગુરૂઓનો આધાર ન કરે એવો પુત્ર જન્મવાથી શો અર્થ ? ગંગા સમાન તીર્થ, વીષ્ણુંની બરાબર દેવ, વીદ્યા સમાન દાન અને માતા સમાન પુજ્ય નથી. હે માતા, તા-

રા વગર પણ દુધ નહીં મળવાથી હવે મારૂં મૃત્યુ થશે એમાં સંદેહ નથી. હે માતા, જો તું આજ મને નહીં જવા દે તો હું મારી મેળે જઇશ એમાં સંદેહ ન સમજીશ. તારી સાથે મારા મરવાથી મને કાંઇ સોચ થશે નહીં. કીરતી અને ધર્મના દેનાર તારા વીયોગને દુર કરશે. ગાય બોલી, તું એકલો મારા કુલનો તંતુ છે બીજુ કોઇ નથી માટે તારા મરવાથી વંશનો નાશ થાય છે વંશ છેદ થવાથી સ્વર્ગવાસી સતકર્મી પીતરોની પણ હાની થાય છે એટલાવાસ્તે મારી સાથે ન આવ. હે પુત્ર જો તું મને ગુરૂ સમજે છે તો ઘરમાં રહી યથાયોગ્ય વૃધિ કર. સુતજી બોલ્યા, વાછરડાને આ પ્રમાણે કહી વારંવાર માથુ સુંઘી, દુધ પાઇ તે વનમાં ચાલી. માર્ગમાં ચાલતી ચાલતી તે અતી દુખીઆરી નંદીની પ્રાર્થના કરવા લાગી કે વનમાં રહેનાર મારા પુત્રની રક્ષા કરજો. જ્યારે મારો પુત્ર જવાન મદથી ઉન્મદ થઇ વનમાં આવે તે વખતે દેવો તેની રક્ષા કરજો. જે સત્યથી, જે સત્ય વાક્યથી જ્યાં વાઘ બેઠેલ છે ત્યાં હું જાઉં છું તે સત્યના પ્રભાવે કરી ગોકુળમાં મારા બાળ પુત્રને વાસ્તે સઘળા ઘાતક જંતુઓ નકી શાંતરૂપ થજો. હે દ્વિજ શ્રેષ્ટ એ પ્રમાણે કહી નંદીની જ્યાં ગાયોનું ટોળું ચરતું હતું ત્યાં ગઇ ત્યાં પોતાની સાહેલીઓને સઘળા સમાચાર કહી બોલી, હે ચંપા, સુપ્રભા, દામા, વસુધરા, ઘટ, પવા, સુસોભા, સુગતા, રક્તા, યુક્તસંગા, અને સ્તનોત્કટા તમે સવ મીત્રતા રાખજો. મેં જે કહ્યું તે સઘળું સંભારી મારાં

વચન પાળજો. તમારો જે પ્રેમ મારામાં છે તેથી અનાથ મારો વાછરડો ગોકુળમાં બાંધેલ છે તેને દુધ પાવા વીગેરે કામમાં તમો સર્વે ચીંત્યા રાખજો. બીજા જુથમાં જાતાં, બળદાની સાથે લઢતાં, બીજી ગાયો પાંસે જાતાં, ઘણા પ્રયત્નોથી રોકજો. સખીઓ બોલી, હે નંદીની, ઘાસ ન ખાનાર બાળકને છોડી સત્યવચન પાળી તારૂં ત્યાં જવું ઠીક નથી. જુઠું બોલી યત્નથી પ્રાણ બચાવવો એ વીવેકી મહા રૂષિઓનાં વચન છે. હાંસીમાં સ્ત્રીઓની સાથે વાત કરવામાં, રાજ્યના નીમીત, વીવાહ વખતે અને પ્રાણ સંકટમાં જુઠું બોલવાથી પાપ થતું નથી, માટે ચાલ આપણે સાથે સાથે વ્રજમાં જઇ આપણા પુત્રને મળીએ. એનાથી ઉત્પન થતું સુખ ભોગવ. નંદીની બોલી, પ્રાણનો નાશ થતી વખતે જુઠું બોલવાથી પાપ થતું નથી એ જે રૂષીએ કહેલું છે તે માત્ર સ્વાર્થ છે. લાખ, કરોડો અને અબજ વર્ષ લગી ધારણ કરેલો જીવ પણ સ્થીર નથી. આખરમાં છોડવોજ પડે છે. જળના પરપોટાની બરાબર વીજળીના જેવા ચંચળ આ જીવને માટે સત્યનો સી રીતે ત્યાગ કરૂં? જે જન્મે છે તે નકી મરે છે અને જે મરે છે તે અવસ્ય જન્મે છે વાસ્તે તેનાથી કદી બચી શકાતુ નથી, તેથી હું સત્ય કેમ છોડું? સખી બોલી હે નંદીની ધર્મધુરંધર તું નમસ્કારને યોગ્ય છે. કેવળ સત્ય માર્ગનો આશ્રય લેઇ પરીતાપ કરે છે માટે સત્યના પ્રતાપથી તારૂં ખરાબ થશે નહીં. તે સત્યથી તું તારા વાછડાને ફરી મળીશ. સઘળી ગાયોથી આ મ-

માણે સાંભળી તેઓની સલાહ લેઇ વાઘની પાસે ચાલી. વાઘ પણ તે સત્યવાદીને આવેલ જોઇ પશ્ચાતાપ કરી પોતાની નીંદા કરવા લાગ્યો. ખરાબ કામ કરનાર, નીત્ય પ્રાણીઓનો વધ કરનાર મને ધીકાર છે. આના સત્યને જોઇને હું જીવું છું તે આશ્ચર્ય છે. કોઇ હજારનું, કોઇ સોનું, કોઇ દશાનું પોષણ કરે છે અને મને મારૂં પેટ ભરવું પણ કઠણ છે, કોઇ દાન કરવા સારૂ, કોઇ ધન્ય પુરૂષ તપ કરવા વાસ્તે બનાવ્યા ગયા છે, મને પાપીને ફક્ત પ્રભુએ પ્રાણીઓનો નાશ કરવા બનાવ્યો છે. પાછલાં જન્મના ક્યા પાપથી આ યોની મળી તે હું જાણતો નથી. અને વળી આની પછી કેવી ખરાબ યોનીમાં પડીશ, એટલા માટે ઉપવાસ કરી પ્રાણને છોડું તો પાપથી નીંદીત ખરાબ યોનીમાં ન જન્મું. હું સુર્યવંસમાં ઉત્પન થયેલ પ્રભંજન નામે રાજા હતો. પછી હરણીના શ્રાપથી આ વાઘની યોનીને પ્રાપ્ત થયો છું. એ હરણીએ અનુગ્રહ કરી મને કહ્યું છે કે નંદીનીના દર્શનથી તારૂં પાપ છુટી જશે તે આજ નંદીની મારા પાપનો નાશ કરવા અહીંઆં આવી ઉભી થઇ એમાં સંદેહ નથી. કેમકે તેનાજ વડે મને સ્મર્ણ આવ્યું છે. આ પ્રમાણે વીચાર કરતા સીંહની પાસે મોક્ષ માર્ગની દેનાર વિષ્ણુનું મનમાં ધ્યાન કરતી નંદીની આવી. પ્રસન્ન મુખથી સામે બેઠેલા ભયાનક સિંહ પ્રત્યે કોમળ વચન બોલી, હે સિંહ તારૂં પોતાનું કામ કર, હું આવી પહોંચી છું. આપની દયાથી પુત્રના[illegible],

મસ્તક ચાટી સખીઓને સોંપી, સારી રીતે દુધ પાઈ અનેક પ્રકારની શીક્ષા આપી સત્ય પાળવા આવી છું. હવે આપની ઈચ્છા પ્રમાણે તૃપ્તિ કરો. બહુ રક્તથી તૃષ્ણા મટાડો. તેના આવા વચન સાંભળી વાઘ હાથ જોડી વારંવાર પ્રણામ કરી વીનય પુર્વક બોલ્યો, હું સુર્યવંસી પ્રભંજન નામે રાજા છું. હરણીના શ્રાપથી હે ગાય, આ પાપ યોનીને પ્રાપ્ત થયો છું જ્યારે મેં ગરીબ થઇને કાલાવાલા કર્યા ત્યારે તેણે પાપના નાશને વાસ્તે મને કહ્યું કે હે નરોત્તમ રાજેન્દ્ર આ વનમાં રહેનાર પોતાની મરજીથી ચરતી નંદીની તમારી પાંસે આવશે ત્યારે તેની સાથે વાતચીત કરવાથી પાપથી છુટી પરમ મંગળ પામશો. એમાં સંદેહ નહીં. હે ગાય, નકી તુંજ નંદીની નામે ધેનુ છે. તારાથીજ મારા શ્રાપનો અંત આવ્યો અને ઉત્તમ સ્મૃતિ થઇ વાસ્તે હે પુત્રને પ્યારી પાછી ગોકુળમાં જા. સત્યવાદીને દુનિઆમાં કોઇપણ પ્રકારની આપત્તીથી ડર નથી. હે ગાય, એ ગોકુળ ધન્ય છે અને એ ગોપ અતી ધન્ય છે કે જ્યાં તું હંમેશાં રહે છે અને જે તારી રક્ષા કરે છે. આ પ્રમાણે કહેતા કહેતાં વાઘરૂપ ટળી નૃપરૂપ થઇ બોલ્યો, હે ગાય, મે વ્યાઘ્ર રૂપ થઇ અઘોર પાપ કર્યાં અને મેં માંણી, કેટલાક બ્રાહ્મણ કંઇએક સુદ્ર માર્યા હે ભદ્રે મારો વંશ નાશ થઇ ગયો અને બીજી પણ ઘણી ઉલટપાલટ થઇ ગઇ. રાજાઓ બળથી ગરવીસ્ટ થઇ ગયા. હે માહા ભાગ, ધર્મનુ લક્ષણ કહો કે જેથી

મારા પાપ સઘળા જલદીથી નાશ થઇ જાય. તું સઘળો ધર્મ જાણુ છે. હે ભદ્રે, તેં ધર્મદ્વારા જે સમ ખાધા હતા તેથી હું સુખી થઇ ગયો. નંદીની બોલી, સતયુગમાં તપની, ત્રેતામાં યજ્ઞની, દ્વાપરમાં તીર્થ યાત્રાની, અને કલીયુગમાં એકલા દાનની પ્રસંસા થાય છે. સઘળા દાનોમાં એ દાન શ્રેષ્ઠ છે કે જે સઘળા પ્રાંણીઓને અભય આપી શકાય. પ્રાણીની હિંસા કરનાર જે હિંસા કરે છે તે નિર્દય પશુ પક્ષીની યોનીમાં આવી પાછા તેનાથીજ માર્યા જાય છે. એ વાસ્તે સઘળા પ્રાણીઓને અભય દાન દઇ લોભ વીગેરે દોષોનો ત્યાગ કરી વિષ્ણુના ધ્યાનમાં તત્પર થા. પરમ સીદ્ધિને પામીશ. આપે સત્ય કહ્યું છે. હે શ્રેષ્ઠ જન હવે મને પણ સ્મર્ણ થયું. હું ત્રણ લોકમાં પ્રસીધ નંદા નામે સરસ્વતી હતી. શ્રાપના દોષથી મને ગૌ યોની મળી છે. વીસ્વામીત્રના શ્રાપથી ગૌની યોની પ્રાપ્ત થઇ. રાજા બોલ્યા, હે ભદ્રે, વીસ્વામીત્રનો તેં શો અપરાધ કર્યો હતો કે જેથી તને પશુનો અવતાર આવ્યો. સઘળું વૃતાંત વીસ્તારથી મને કહે. ગાય બોલી, હે નરોત્તમ, મારા તીર ઉપર કુરૂક્ષેત્રમાં શ્રેષ્ઠ મુની વસિષ્ટ અને વિસ્વામિત્રે આશ્રમ બનાવ્યો તેમના તપસ્સા કરવા માટે પરસ્પર ઇર્ષા થઇ, જેથી પ્રાણાંત ભારે વેર થયું. માહા તપસ્વી વિસ્વામિત્રે ગુસ્સે થઇ મને કહ્યું કે જ્યારે સ્નાન કરવા વસિષ્ઠ આવે ત્યારે પાણીના વેગથી ઘસડી અહીંઆં લાવ. અને કાનોમાં ખુબ પાણી ભરી આ આશ્રમમાં લાવી મારી નાંખ.

મેં તેને કહ્યું કે હું બ્રાહ્મણને મારવાનો વીચાર નહીં કરૂં. તે મુનીશ્રેષ્ઠ માહા કઠોર બ્રાહ્મણ અતી ક્રોધથી બોલ્યા, તેં મારૂં કહ્યું ન કર્યું તે માટે તું નીંદીત તિર્યક યોનીને મારા વચનથી પ્રાપ્ત થ. આ શ્રાપ સાંભળી તેના નીવારણ વાસ્તે મેં ઘણી પ્રાર્થના કરી પણ તે પ્રસન થયા નહીં. ત્યારે હું ઘણી દુખી થઇ બ્રહ્મા પાસે ગઇ. હે રાજેન્દ્ર રોઇને વિસ્વામિત્રના શ્રાપનું વૃતાંત મેં બ્રહ્માને કહ્યું આ વૃતાંત સાંભળી મને નિરપરાધી જાંણીને બોલ્યા, હે પુત્રી દુખી ન થા. વિસ્વામિત્રનું વચન તો કોઇપણ પ્રકારે મીથ્યા થઇ શકતું નથી; વાસ્તે કેટલા કાળ લગી પૃથ્વિ ઉપર ગૌરૂપ થઇ શ્રાપના અંત લગી રહે. કેમકે સઘળી યોનીઓમાં ગાયની યોની દેવ પીતરોને હવી દેવાથી પુજનીય છે. હે ભદ્રે પૃથ્વિ ઉપર મારૂં તીર્થ પુષ્કર છે. ત્યાં તારો વાસ થશે. જ્યારે પ્રભંજન રાજા વ્યાઘ્રયોની પાંમશે અને તારી સાથે ધર્મનો સંવાદ કરશે ત્યારે તમારા બનેના શ્રાપ દુર થશે. આ હું સત્ય કહું છું એમાં સંદેહ નથી. ત્યારપછી હે માહાભાગ, તે ઠેકાંણે તું પ્રાણીઓનાં સઘળાં પાપનો નાશ કરનારી થઇશ. પ્રાચી સરસ્વતી સઘળા તીર્થો સહીત વિશેષ કરી પવીત્ર કરવા તારી સાથે મળી જશે. જે માણસ તે પવીત્ર સંગમમાં ત્રીયોદશીને દિવસે સ્નાન કરશે તે પરમગતીને પાંમશે. જે તારા સંગમમાં પીતરોને પીંડ દેશે તો પીતૃમેધના યજ્ઞનું ફળ પાંમશે. સુત બોલ્યા, આમ કહેતાં કહેતાંજ તે નંદીની નામની ગાય મંછલાં આ-

ને કાચબાથી પુર્ણ જળ રૂપ થઇ ગઇ. તે રાજા પણ અદભુત અને ઉત્તમ વૃતાંત સાંભળીને પુન્ય દેનારી તે સરસ્વતીના સંગમે આશ્રમ કરી ઉગ્ર તપ કરવા લાગ્યો. તેણે થોડા વખતમાં દેવને પણ દુર્લભ, જરા મર્ણ રહીત પરમ સીધા પ્રાપ્ત કરી. આ પ્રકારે તે નંદીની નંદા નામથી લોકમાં પ્રસિધ થઇ. તેના દર્શન કરવાથીજ માણુસના પાપનો નાશ થઇ જાય છે. આ સઘળું નંદાનું ઉત્તમ માહાત્મ મેં આપ લોકને કહ્યું જેના સાંભળવાથી પણ માણુસ કેટલાક દીવસના પાપથી મુક્ત થાય છે.

ઇતી શ્રી પદ્મપુરાણે પુષ્કર માહાત્મે એકાદશ અધ્યાય સમાપ્ત

**સુતજી**—ચોથે દિવસે બ્રહ્માજીએ પોતે તે લોકને કહ્યું કે આજ કારતક સુદી ચોદશ છે વાસ્તે મારી આજ્ઞાથી સાવધાન થઇ મધ્યાન સેવન અજગંધ ક્ષેત્રમાં કરવું જોઇએ. પવીત્ર કુન્ડમાં સ્નાન કરી જે અજગંધનાં દર્શન કરે તે સઘળા પાપોથી છુટી સીવ લોકમાં માન પામે છે. જો ત્યાં પીતૃ શ્રાધ શ્રધાથી કરે, તો તે નર્કથી પણ પીતરોને તરત તારે છે. જો ત્યાં જીતેન્દ્રીય બ્રાહ્મણોને પીળા લુગડાનું દાન દે તો તે પાછલા ત્રણસો માણસોના ઉધાર કરે છે. તે પર્વતના પશ્ચિમ ભાગમાં ઊંચા સીખર ઉપર સ્વર્ણચુલ નામે મહાદેવ પ્રસીધ છે જો ત્યાં અતી પવિત્ર મનથી સ્નાન કરી દર્શન કરે તો પછી નીંદીત ગર્ભવાસને

પામતો નથી! જે માણસ ત્યાં પર્વત ઉપરથી પડી પ્રાણ છોડે તે પાર્થીવ દેહને છોડી બીજો જન્મ પાંમતો નથી. ત્યાં ઉત્તર તરફ છાગરૂપી ત્રીશુળધારી દેવનાં સઘળા પાપનો નાસ કરવાવાળા પગલાં છે. જો ત્યાં સ્નાન કરી પવીત્ર થઇ ગંધ, પુષ્પ, ચંદન, ફળ, વસ્ત્ર, નૈવેદ, ધુપ અને દીપથી પુજન કરે તો જન્મોજન્મ વાંછીત મનોર્થ પુર્ણ થાય છે. અહીઆં પુર્વ કાળમાં માહારાજ વિષ્ણુએ સ્લોક ગાયા હતા. ત્યાં પવિત્ર સરોવરમાં સ્નાન કરી માહેસ્વરના ચર્ણનાં દર્શણ કરી સ્વર્ણચુલનાં દર્શન કરે તો પછી તેને કોઇ રીતનો સંતાપ રહેતો નથી વાસ્તે હે વિપેન્દ્ર, તમે સઘળા સાથે ત્યાં જલદી જઇ સ્નાન કરો; પછી માહાદેવનાં દર્શન કરી તેના ચર્ણની પુજા કરી આ યજ્ઞનું કાંમ આરંભો. સુતજી બોલ્યા, તે સઘળા શ્રેષ્ટ બ્રાહ્મણો આ સત્ય વચનો સાંભળી પ્રાતહકાળમાં પ્રથમ જેષ્ટ કુન્ડમાં સ્નાન કરી ત્યાંથી ચાલ્યા. અજોગંધ સરોવરમાં સ્નાન કરી પછી ઇશ્વરના ઇશ્વર અજગંધનાં દર્શન કર્યા. અતી દુર્ગમ સ્વર્ણચુલ પ્રસ્થનું અવલોકન કરી માહેશ્વરનાં ચર્ણ જોઇ ભક્તિથી તેની પુજા કરી પાછા પુષ્કર યજ્ઞમાં જલદી આવી પહોંચ્યા. કૃતાર્થ, પ્રસન દીલવાળા, તેજસ્વિ બ્રાહ્મણોએ પીતામહના યજ્ઞમાં સંપુર્ણ યજ્ઞની કીયા કરી.

ઈતી શ્રીપદ્મપુરાણે પુષ્કર માહાત્મે દ્વાદશ અધ્યાય સમાપ્ત.

રૂષી—તે માહેશ્વર દેવ અજગંધ કેવી રીતે થયા અને ક્યા વખતે તે માહાત્મામે ચર્ણ ધારણ કર્યા અને કોણ તે પર્વત-

ના સીખર ઉપર સ્વર્ણચુલ દેવની સ્થાપના કરી, હે સુતજી, આ સઘળું વિસ્તારથી અમને કહો.

**સુતજી**—આપ લોકોએ આ ઘણો ભારે પ્રસ્ન પુછયો છે તોપણ સીવજીને પ્રણામ કરી આપને કહું છું. પેહેલાં મહા ભયાનક, સઘળા દેવતા વીશેષ કરી મનુષ્યોથી જીતાય નહીં તેવો વાસકલી નામે દાનવ થયો. હે દ્વિજોત્તમ, બ્રાહ્મણોમાં શ્રેષ્ટ તેણે પુસ્કરમાં દશ હજાર વર્ષ લગી તપ કર્યું. તે માહાસુર બ્રહ્માનું ધ્યાન ધરી બે હજાર વર્ષ લગી છઠે દીવશે ભોજન કરતો પછી તેટલાજ વખત સુધી પુરી શ્રધા અને પવીત્ર મનથી ફળ ફુલ ખાઇ છઠે દિવસ ભોજન કરતો. ત્યારપછી બ્રહ્માની સેવામાં પ્રસન ચીતથી તતપર થઇ છઠે દીવસે સુકાં પાદડાં ખાઇ રહ્યો. હે દ્વિજોત્તમ, ત્રણ હજાર વર્ષ લગી જળનો આહાર કરી રહ્યો. સઘળો વખત સાવધાન રહેતો, પછી વાયુ ભક્ષી રહ્યો. ઊનાળામાં પંચઅગ્નિ તાપતો. હેમંતમાં દિવસ અને રાત્રી પાણીમાં પડયો રહેતો. વર્ષાદમાં ખુલ્લી જગ્યામાં સુઇ રહેતો. કોઇપણ વસ્તુનો સંગ્રહ કરતો નહીં. હે દ્વિજ શ્રેષ્ટ આ પ્રકારે દશ હજાર વર્ષ પુરા થતાંજ પીતામહ બ્રહ્મા, પ્રસન થઇ તેને પ્રત્યક્ષ દર્શન દઇ બોલ્યા, હે પુત્ર વાસકલી, હું તારાપર પ્રસન છું. તું વર માંગ. તે દુર્લભ હશે તો પણ હું તને આપીશ. વાસકલી બોલ્યો, હે પીતામહ, હું સઘળા દેવોથી, વિશેષ કરી મનુષ્યોથી ઘાતને યોગ્ય ન થાઉં તેવો બનાવો. બ્રહ્મા બોલ્યા, હે દાનવ,

આજથી તું સઘળા દેવતા અને વિશેષ કરી મનુષ્યોથી અવધ્ય થઇશ. મારી કૃપાથી ત્રણે ભુવનમાં અવધ્ય થયો, વાસ્તે હે માહાભાગ તથાસ્તુ, એમ કહી કહ્યું કે હવે તારા ઘરે જઇ રાજ કર અને મનને ખુસી કરનારા ભોગો ભોગવ. હે બ્રાહ્મણોમાં ઉત્તમ એમજ કરીશ એમ પ્રતીજ્ઞા કરી બ્રહ્માને પ્રણામ કરી ખુશી થઈ ઘર તરફ ચાલ્યો. ઘરમાં જઈ તેણે નિયમ કર્યો કે હું પુષ્કરવાસી થઇ સુંદર સરોવરમાં નાહી બ્રહ્મદેવના દર્શન કરી ભોજન કરીશ. પછી પોતાના ઘરમાં જઇ જે વર બ્રહ્માથી મળ્યો હતો તેનું વિસ્તારપુર્વક વર્ણન પોતાના મિત્રોને કહ્યું. ત્યારે અસુર પ્રસન થઈ દીતીના પુત્ર પ્રત્યે બોલ્યા જો એમજ હોય તો શત્રુઓના નાશને વાસ્તે યત્ન કેમ નથી કરતો. અમે જેષ્ટ છીએ વાસ્તે સઘળા સ્વર્ગવાસીઓથી પણ શ્રેષ્ટ છીએ. આજથી પૃથ્વિ ઉપર યજ્ઞનો ભાગ અમે લઈશું. સુતજી બોલ્યા, દાનવોમાં શ્રેષ્ટ તે વાસકલીએ બહુ સારૂ એમજ કરીશ એવી પ્રતિજ્ઞા લઈ ઘણો ઉદ્યમ કરવા માંડયો તે વખતે ચતુરંગીણી મોટી સેના સાથે લઈ સઘળા દેવોનો નાશ કરવા સ્વર્ગમાં ચાલ્યો અને ત્યારપછી ઇન્દ્રની પાંસે દુત મોકલ્યો. અતિ બળવાન દાનવ ઘણો પ્રસન થઇ ત્રણ લોકનું ઇશ્વર્ય પામી સુખ ભોગવવા લાગ્યો.

ઇતી શ્રી પદ્મપુરાણે પુષ્કર માહાત્મે દાનવોપતિ ત્રયોદશ અધ્યાય સમાપ્ત.

**સુતજી**—દાનવશ્રેષ્ટ વાસકલી ત્રણ લોકની પદ્દિ મેળવી નીતિ ધર્મ સહિત ઉત્તમ રીતથી રાજ કરવા લાગ્યો. અને નીત્ય પુષ્કર જઈ જ્યાં પેહેલાં તપ કર્યું હતું તે પવિત્ર સરોવરમાં સ્નાન કરી બ્રહ્માજીનાં દર્શન કરતો, પછી વીમાનપર બેશી સ્વર્ગે જતો. ઇન્દ્ર હમેશાં ભક્તિથી સીવજીની સેવા કરવા લાગ્યો. સેવકની માફક સઘળું કામ કરી તપ કરવા લાગ્યો. શાહસ્ત્ર વર્ષ પછી અવસર જોઈ સીવજીની અનેક પ્રકારે સ્તુતિ કરી. હે દેવોના સ્વામી આપ જેવા ઇષ્ટ હાજરા હજુર છો તોપણ દાનવોએ માહા સંગ્રામમાં જીત મેળવી યજ્ઞ ભાગ સહીત મારૂં રાજ લેઇ લીધું છે. વાસ્તે મારા ઊપર કૃપા કરી તે દૈતને સંહારો. જેથી આપના અનુગ્રહ વડે પાછું સ્વર્ગ પામું. શ્રી ભગવાન બોલ્યા, બ્રહ્માએ તેને સઘળા દેવ અને મનુષ્યથી સર્વ પ્રકારના સસ્ત્રોથી અવધ્ય બનાવ્યો છે. તોપણ તારે વાસ્તે બકરાનું રૂપ ધારણ કરી તે દૈતન્દ્રને મારીશ. ચિંતા ન કર. તે એકલો ઉત્તમ વીમાનમાં બેસી બ્રહ્મદેવના દર્શન કરવા હમેસાં પુષ્કર જાય છે ત્યાં હું સીંગડાંની અણીઓથી તેને મારી નાંખીશ તેમાં સંદેહ નથી. હે ઇન્દ્ર, બીજી કોઇ રીતે તેનો નાશ થઇ શકતો નથી. આટલું બોલી મહાદેવ બકરાનું શરીર ધારણ કરી ક્રોધાયમાન થઈ પુષ્કર તરફ વળ્યા. એ વખતે દાનવશ્રેષ્ટ પણ તે કુન્ડપર સ્નાન કરવા પોહોંચ્યો, તો સામે જોતાં દુર એક બકરો નજરે પડયો. એને જોઇ તેણે વિચાર કર્યો કે આ કોઇ

સાધારણ બકરો નથી. નકી કોઇ દેવ પર્વત ઉપરથી કપટરૂપ ધારણ કરી આવેલ છે તેને બાણથી મારૂં. એના માંસથી અસુરોને તૃપ્ત કરીશ. મંત્રી બોલ્યો, પેહેલાં દેવ, દૈત્ય, અને મનુષ્યોથી બ્રહ્માએ આપને અવધ્ય કરેલ છે પણ પશુ વીગેરેથી નહીં, માટે બાણ ન મારો. નકી માહાદેવ અથવા વિષ્ણુ અથવા ઇન્દ્ર હે સ્વામી આપને મારવા આવેલ છે વાસ્તે આપ ઘરે પધારો. વાસકલી બોલ્યો, હું શત્રુને જોઈ કોઈ પ્રકારે પાછો ફરી શકતો નથી. વિશેષ કરી પાપને નાશ કરનાર આ પવિત્ર પુષ્કરારણ્યમાંથી તો કદી પાછો નહીં ફરૂં. જો કોઇ દેવ એવું રૂપ ધારણ કરી આવેલ છે તો મારા પુન્યનો ઉદય થયો. હું એને બાણથી મારૂં છું. વિષ્ણું અને રૂદ્ર પછી ઇન્દ્રને મારી ચર અચર ત્રૈલોકમાં નિષ્કંટક રાજ કરીશ. પેહેલાં મેં યુદ્ધમાં એ ઇન્દ્રને બાંધવ જાણી દયા લાવી માર્યો નહોતો પણ હવે તે મારો શત્રુ છે અને તે અહંકારી ઇન્દ્ર સ્વર્ગની ઇચ્છા રાખે છે વાસ્તે હું બ્રહ્માને છોડી ત્રૈલોકને દેવથી સુન્ય કરીશ. આ હું તને સત્ય કહું છું સુતજી બોલ્યા, હે દ્વિજોત્તમ, તે દાનવના આ પ્રમાણે બકવાથી તે બકરો વારંવાર મે મે સબ્દ કરી ઉછળ્યો તે ઉછળીને પથ્થર ઉપર પડ્યો તે પથ્થર ઉપર તરત તેના પગલાંનાં ચિન્હ પડયાં. હે વિપેન્દ્ર તે આજલગી ત્રૈલોકમાં પ્રસિદ્ધ નજરે પડે છે. જેના દર્શન માત્રથી તતક્ષણ મનુષ્ય પાપથી છુટી જાય છે. જો શ્રદ્ધાથી, પવિત્ર મનથી, ફુલથી પુજા ક

રે તો તેનું શું કહેવું. છાગરૂપધારી તે દેવ જે સ્થાનથી ઉછ-
ર્યો તે જગ્યાએ જો માણસ ભક્તિથી સ્તુતિ કરે તો તેજ વખતે
નીરોગી થાય છે. આ સઘળું આત્મરૂપ પરમેશ્વરે કહેલ છે.
ત્યારે વાસકલી બકરાને કુદતો જોઇ વીખ જેવા ધનુષ બાણ
ચઢાવી મારવા લાગ્યો બકરો પણ આ સઘળાને સહી આનંદ-
યુક્ત થઇ સ્થીર રહ્યો જ્યારે બાણો પુરાં થઈ રહ્યાં ત્યારે દૈત્ય
ખડગ ઢાલ લઇ ઉભો રહે, ઉભો રહે, એમ બોલી સામે ધસ્યો.
બકરાએ તેને ખડગ લઇ સન્મુખ આવતો જોઇ વેગથી પાસે
જઈ સીંગડાની અણીઓથી ઉપાડી લીધો. સીંગડાના કોટી
પ્રહારથી અંગ ફાટી રૂધિરથી ભીંજાઈગયું અને મર્ણ પામી કાપેલા
વૃક્ષ સમાન જડ થઇ પૃથ્વિ ઉપર પડયો. તેના પૃથ્વિ ઉપર પ-
ડયા પછી મંત્રી ત્યાંથી ચાલ્યો. ઝટપટ સ્વર્ગમાં જઈ બીજા માહા
સુરો પ્રત્યે બોલ્યો બકરાનું રૂપ ધરી કોઇ દેવે પુષ્કરાર્ણયમાં
વાસકલીને મારી નાંખ્યો છે. વાસ્તે દેવ સૈન્ય, વસુ, રૂદ્ર, અને
ગુહ્યકો વીગેરે વિશ્વદેવોને સાથે લઇ ઇન્દ્ર ન આવે ત્યાંસુધીમાં
અહીંઆંથી જલદી ચાલો. સઘળા દૈતો પથર ફાડી નાંખે એવાં
વચન સાંભળી નાશવાનો વિચાર કરી તે સ્થાન છોડવું કઠણ સ-
મજી પૃથ્વ ફાડી પાતાળમાં ચાલ્યા ગયા. આ વખતે ઈન્દ્ર
સાથે સઘળા દેવ બ્રહ્માને અગાડી કરી દૈતના ઘર તરફ ગયા.
ત્યાં મગ્ન થયેલ નિર્ભય છાગરૂપી માહાદેવને ઉભેલા જોઈ ન-
મ્ર થઈ પરમાનંદને વારંવાર નમસ્કાર કરી સ્તુતિ કરવા લાગ્યા.

હે દેવ, હે અજય, હે પાપહર, હે પ્રભો, હે સર્વ વ્યાપક, હે સઘળાના સ્વામિ, હે સઘળાના દાતા, આપનો જય થાઓ. હે સૃષ્ટિ કરતા, અચીંત્ય, હે સ્થિતિ કરતા, હે વિકાર રહીત, હે જયકારી, હે સુક્ષ્મતપઃક્ષય આપનો જય થાઓ. હે જન્મ બુઢાપા અને નાશ સુન્ય સંકર, હે સર્વ વીસાદ, હે ચંદ્રશેખર આપનો જય થાઓ. હે ત્રંબક ધારણ કરનાર, ભસ્મ પ્રીય પ્રભો તમારો જય થાઓ. તમે અક્ષયભુતોના ઇશ અતીત અને ભાવીના પ્રકાશક છો. તમે બ્રહ્મા, વિષ્ણું, ઇન્દ્ર, ચંદ્ર, સુર્ય, અગ્નિ, જળ, પૃથ્વિ, વાયુ સ્વરૂપ છો. તમે જગત ગુરૂ છો. વધારે શું કહીએ. પૃથ્વિ, સ્વર્ગ અને પાતાળમાં જે કાંઇ જોવામાં આવે છે તે હે વીભો સર્વે તમારાં છે. જેવી રીતે કાષ્ટમાં અગ્નિ, તલમાં તેલ અને દહીમાં ઘી ગુપ્ત રીતે વ્યાપક છે તેવીજ રીતે આપ સઘળી જગતમાં વ્યાપક છો. સુતજી બોલ્યા, સંકર આ બધુ સાંભળી સન્મુખ ઉભેલા પિતામહ પ્રત્યે બોલ્યા, હે લોકેશ પદ્મજ હું તમારી આ સ્તુતિથી પ્રસન થયો છું. હે દેવેશ: વર માંગો. હે પિતામહ, જલદી કહી દો. જો દુર્લભ હશે, તોપણ હું અવશ્ય આપીશ. બ્રહ્મા બોલ્યા હે પશુપતિ જો આપની મરજી મને વર દેવાની છે તો આપ આપની સ્થિતિથી આ મારા પુષ્કર તીર્થને પવિત્ર કરો. હે દ્વિજ શ્રેષ્ટ, બ્રહ્માના આ પ્રમાણે બોલવાથી તેજ વખતે પૃથ્વિ ફાડી લિંગ નિકળ્યું તેમાં પોતાના સુંદર ગાત્રને રાખી મેઘની જેવી ગંભીર વાણીથી ચતુરમુખને

કહ્યું હું કારતક સુદી ચૌદસને દીવસે કૈલાસમાંથી આ લિંગ-માં હંમેશ આવીશ એમાં સંદેહ નથી. હે પદ્મસંભવ, કારતક સુદ ચૌદશને દિવસે હું અહીંઆંજ રહીશ. બાકીના કાળમાં છાગજ અજગંધ અહીંઆં રહેશે. જે માણસ ભક્તિથી માહા સરોવરમાં સ્નાન કરી મારા લીંગને સુંધી પુષ્પથી તેની પુજા કરશે તો તેના બાળ, વૃદ્ધ, અને યુવાવસ્થામાં કરેલા સઘળાં પાપ તેજ ક્ષણે નાશ થઇ જશે એમાં સંદેહ નથી. અજનાગંધ થવાથી આ લીંગ અજોગંધ નામે ત્રણ લોકમાં વીખ્યાત થશે એમાં સંદેહ નથી. હે પિતામહ ત્યાં જે મારા ચર્ણ છે તે-ની ભક્તિથી પુજા કરશે તે પરમ ગતીને પામશે. સુતજી બોલ્યા હે દ્વિજોત્તમ, તે દેવેશ પોતાના શરીરને તે લીંગમાં સ્થાપીત કરી ચાલ્યા ગયા. ત્યારપછી ઘણા ખુશી થઇ સઘળા દેવગણ તે લીંગની પુજા કરી ફરી ફરી પ્રણામ કરી ઇન્દ્રને આગળ ક-રી સ્વર્ગમાં ગયા. અને પ્રથમ જેવી રીતે યજ્ઞમાં ભાગ લેતા હતા તેવીજ રીતે ભાગ લેવા લાગ્યા. હે દ્વિજોત્તમ, આપે મને જે પ્રશ્નો કર્યા તેના સઘળા ઉત્તર અને અજોગંધ પદાની મં-ગળદાયક ઉત્પત્તિનું વર્ણન કર્યું. વીધીપુર્વક શ્રવણ કરવાથી પાપનો નાશ કરનારી કથા પણ કહી, તો પુજનથી, સ્પર્શ ક-રવાથી, અને નમસ્કાર કરવાથી વિશેષ કરી ફળ પ્રાપ્ત થાય તેમાં સો સંદેહ છે?

ઈતિ શ્રી પદ્મપુરાણે પુષ્કર માહાત્મે ચતુર્દશ અધ્યાય સમાપ્ત.

**સુતજી**—હે દ્વિજ શ્રેષ્ટ, હવે યજ્ઞના પાંચમા દિવસે રૂત્વિજોએ બ્રહ્માને પુછયું હે પીતામહ, પુષ્કરમાં પ્રાતઃસ્નાન કરી આજ સંધ્યાદિક કર્મ ક્યાં કરવા તે અમને જલદી કહો ત્યાં અમો જઇએ. પીતામહ બોલ્યા હે શ્રેષ્ટ બ્રાહ્મણ, આજ મૌનવૃત લઇ ત્રણે પુષ્કરની પ્રદક્ષણા, સ્નાન, અને ક્રમથી પીતરોનું તરપણ કરવું જોઇએ. આ સાંભળી બ્રાહ્મણોએ બ્રહ્માના વચનો અનુસાર મૌનવૃત ધારણ કરી પુષ્કરની પરીક્રમા કરી યજ્ઞમાં આવી પાછું જે જેનું કામ હતું તે કરવા લાગ્યા.

**રૂષી**—હે સુત, પુષ્કરની પ્રદક્ષણા મૌનવૃત ધારી શામાટે કરવી પડે છે અને તેનું ફળ શું છે તે વિસ્તારી કહો.

**સુત**—પુરાતન કાળમાં શર્ણે આવેલાનું રક્ષણ કરનાર દાતા ગૌડ દેશમાં ઉત્પન થયેલ વહદ્રથ નામે રાજા હતો. તે પોતાની સ્ત્રી અને મંત્રી સાથે જેષ્ટ પુષ્કરમાં આવી ભક્તિથી ત્રણે પુષ્કરની પ્રદક્ષણા કરતો હતો કારતકી પુનમને દિવસે મૌન થઇ શ્રધાથી દાન કરતો. વીધીથી સ્નાન કરી પછી પીતરોને જળ દેતો હતો. તે દ્વિજોના કહેવાથી પણ કાંઇ બીજું કરતો નહીં. હે દ્વિજસત્તમ તે રાજા ચાલ્યો જતો. તે રાજા હરવર્ષ દુરથી આવી કારતકી પુનમને દીવસે યત્નથી મૈન થઇ ત્રણ કુન્ડની પ્રદક્ષણા કરી એક રાત્રી મૌન રહી પુર્ણમાસીનું ફળ ભોગવતો હતો. હવે એક વખતે તે રાજા વહદ્રથ મુનીઓમાં શ્રેષ્ઠ વીધીપુર્વક વેદ પાઠ ભણતા બેઠેલા મારકંડે, ગાલવ, વી-

શ્વામિત્ર, ભારગવ તથા બીજા સેંકડો ૠષિઓના દર્શન કરતો ત્યાં પોહોંચ્યો. ત્રણે પુષ્કરની જાત્રા કરી બ્રહ્મદેવનાં દર્શન, પુજન, અને પ્રણામ કરી પૃથ્વી ઉપર ઘુંટણીએ બેશી તે બ્રાહ્મણોને નમસ્કાર કરી નમ્ર થઇ તેમની વચમાં બેઠો. આ વખતે તે બ્રાહ્મણોએ તેને પ્રાચીન રાજૠષી અને દેવૠષીઓની અનેક પ્રકારની કથા સંભળાવી. તે પછી કોઈ કથાની અંતમાં આશ્ચર્યયુક્ત તે સઘળા બ્રાહ્મણોએ તે રાજાને પ્રશ્ન કર્યો. હે રાજા, આપ હમેશાં કારતકી પુનમે પુષ્કર આવી ઘેર ચાલ્યા જાઓ છો. પુષ્કરની જાત્રા પાંચ રાત્રી લગી કહી છે. આપ આટલા સમૃધ્ધિવાન છતાં એકજ દિવસ કેમ કરો છો, તેમજ દાન, દેવતાઓનાં પુજન, અને હોમમાં આપની એટલીબધી ભક્તિ અમે જોતા નથી કે જેટલી ત્રણે પુષ્કરની પ્રદક્ષણા કરવામાં કરો છો. આ અમને આશ્ચર્ય જેવું ભાસે છે. જો છાનું રાખવા જેવું ન હોય તો કહો કેમકે પ્રદક્ષણાનું કારણ આપ અવશ્ય જાણતા હશો. વહદ્રથ બોલ્યો, હે દ્વિજ આપે જે પુષ્કરના વીષયમાં પ્રશ્ન કર્યો તે જો કે ગુપ્ત રાખવા યોગ્ય છે તોપણ હું આજ કહું છું. હે વિપ્ર, પેહેલાં આગલા જન્મમાં બોબડો, નિર્ધન, સર્વ ધર્મ રહીત હું પુષ્કરમાં રહેતો હતો. હે વિપ્ર, સઘળા લોકોના પશુઓને ચરાવી મારૂ પોષાણ કરતો. કોઇ સમય એક દુષ્ટ બ્રાહ્મણની ગાય, લીલા ચારાની લાલચે પુષ્કરની પુર્વે ચાલી ગઈ અને ઘુમતાં ઘુમતાં તેણે ત્રણે પુષ્કરની પ્રદક્ષણા કરી. હવે તેના

ધણી રાત્રે મારે ઘેર આવી કઠોર વચનથી બોલ્યો અરે પાપી તને ધિક્કાર છે. તેં આ શું કર્યું કે ઘડો ભરી દુધ દેનાર જેને ઘડીમાં દોહી શકાય તે ગાય આજ ન આવી ! વાસ્તે જ્યાંલગી વાછરડો મરી ન જાય ત્યાંલગીમાં ગાયને જલદી લાવ, નહી તો સવારમાં તને નકી મારી નાંખીશ. આ બ્રાહ્મણ આ પ્રમાણે બોલી ગાળો દેતો મને ખેંચી ઘરમાંથી બહાર લાવ્યો અને મને એટલો બધો માર્યો કે હું નરમ ઘેંસ થઇ ગયો. કારતકી પુનમને દિવસે મેં જેષ્ટ પુષ્કરમાં સ્નાન કર્યું હતું, ભુખ લાગી હતી, ભોજનનો વખત થયો હતો પણ તે નિર્દયે કાંઇ માન્યું નહીં. મારા પુન્યના પ્રતાપથી ચંદ્રમા એટલો બધો ખીલી નીકળ્યો હતો કે દિવશથી પણ વધારે પ્રકાશ હતો. હું વસ્ત્ર પેહેરી ગાયના પગલાંનાં ચિન્હ જોવા નીકળ્યો. હે વિપ્રેન્દ્ર, ફરતાં ફરતાં મને જેષ્ટ પુષ્કરની પુર્વે તેના પગલાંનાં ચિન્હ દેખાયાં. દૈવ યોગથી ભલા આટલું તો થયું એમ સમજી સંતોષ માની પગલાંનાં ચિન્હો જોતો ધીરે ધીરે ચાલ્યો. હે દ્વિજોત્તમ તે પગલાંનાં ચિન્હ પશ્ચિમ તરફ હતાં. દૈવયોગથી ત્રણ પુષ્કરની ચારે તરફ ધુમતી તે ગાયની પાછળ હું પણ ધુમ્યો. પછી હું લાકડીથી તેને મારતો મારતો સીધે રસ્તે લાવી ત્રીપુષ્કરમાં લાવ્યો. હે ઉત્તમ બ્રાહ્મણો જે બ્રાહ્મણની એ ગાય હતી તેને તે સોંપીને જો કે હું ભુખથી દુર્બળ, શ્રમથી પીડીત થયો હતો તોપણ પિતામહનાં દર્શન કરી ઘરે જઇ ભોજન કર્યું. કેટલાક વખત પછી મારૂં મૃત્યુ થયું

હે દ્વિજોત્તમ, તે ગાય અને તે દુષ્ટ બ્રાહ્મણના પ્રભાવથી હું ગૌડ દેશમાં રાજા થયો. અને ઘડો ભરી દુધ દેનારી ગાય પણ દશાર્ણા દેશના રાજાની કન્યા થઇ અને પ્રદક્ષણાના માહાત્મથી તે મારી સ્ત્રી થઇ. તે બ્રાહ્મણ પણ હમણા મારો મંત્રી થયો છે, અને તેણે મને પ્રેરણા કરી તેથી બ્રાહ્મણ કુળમાં જન્મ્યો છે તે બ્રાહ્મણ મંત્રી, તે ઘડો ભરી દેનારી મારી સ્ત્રી, અને તેજ મુંગો વૈસ્ય હું, અમને ત્રણેને પ્રદક્ષણાના પ્રભાવથી જાતીનું સ્માર્ણ છે. અને ઐશ્વર્યયુક્ત આ ઉત્તમ જાતી અમને મળી. હે બ્રાહ્મણો તેથીજ અમે લોભ અને અહંકાર વીના ત્રણ પુષ્કરની પ્રદક્ષણા ભક્તિથી કરી. હું તે વાતનું સ્માર્ણ કરી મંત્રી અને પત્નિને સાથે લઈ મૌન ધારણ કરી કારતકી પુનમને દિવસે પ્રદક્ષણા કરૂં છું. હે દ્વિજ, જે હેતુથી હું પુષ્કરની પાંચ દિવસ સુધી જાત્રા નથી કરતો તેનું કારણ આપ લોકોને કહું છું તે સાંભળો. અહીંઆં અસંખ્ય તીર્થ સ્થાન અને લીંગ પૃથ્વિ ઉપર છે જે ઘણા વખતથી લોપ થઈ ગયેલ છે. હે દ્વિજ હું દિવ્ય દ્રષ્ટિથી જે સઘળાં પગલે પગલે હારબંધ લાગી રહ્યાં છે તે સર્વેને હું જોઊંછું. હું તેઆને બચાવી ઘણી મુસ્કેલીથી પગલું ભરૂં છુ તો હે દ્વિજ મુત્ર અને વિષ્ટા કેમ કરૂં ? સમો વરતી લોપ થઈ ગયેલ લિંગ અને વિષ્ણુની મુરતીને હું જોઊં છું. આ સીવાય બીજું કાંઇ કારણ નથી. આ સઘળું ત્રણ પુષ્કરની પ્રદક્ષણાથી ઉત્પન અને અતી ગુપ્ત રાખવા યોગ્ય માહાત્મ મેં આપલોકો-

ને કહ્યું. સુતજી બોલ્યા, ત્યારે વિસ્મયથી ઉઘડેલાં જેનાં નેત્ર અને ચકીત થઈ ગયેલાં ચિતવાળા તે સઘળા બ્રાહ્મણોએ મંત્રીને પુછ્યું. હે ભાઈ કહો તમે કયા સ્થાનમાં રહેતા હતા. તમારૂં ગોત્ર, નામ, શાખા, અને પ્રવર શું છે? તે સરમાઈ બોલ્યો, મારૂં વશિષ્ટ ગોત્ર, માધ્યાદીની શાખા, એક પ્રવર અને શાકટાયમાં નામ હતું. બ્રહ્મદેવની પછી કૈલાશ શિખર બરોબર ઊંચા, હે બ્રાહ્મણો આ મારૂં ઘર હૈયાત છે. હવે તે ઘરમાં મારા વંશનો ત્રણ બીંદુ નામે બ્રાહ્મણ રહે છે. હે બ્રાહ્મણ શ્રેષ્ટ, વેદ અને વેદાંગ જાંણનાર તે મારો પૌત્ર છે. તે ત્રણ બીંદુનો બાપ મારો પુત્ર હતો એમાં સંદેહ નથી. ત્યારે તે સઘળા બ્રાહ્મણોએ ઘણા કૌતુકથી ત્રણ બીંદુને બોલાવી તેના બાપદાદાનું સ્થાન, નામ, શાખા, અને પ્રવર પુછ્યું. તેણે પણ જે પ્રમાણે મંત્રીએ બતાવ્યું હતું તેજ પ્રમાણે કહી સંભળાવ્યું. પછી ત્રણ બીંદુએ પોતાના કુલના ચિન્હોથી દાદાને ઓળખી પૃથ્વિ ઉપર ઘુટણીએ પડી પ્રણામ કર્યો અને નમ્ર થઈ લડથડતી વાણીથી બોલ્યો. જો આપ મારા પિતામહ છો તો આપ મને સારો ઉપદેશ આપો કે જેથી મારી સીધી થાય. મંત્રી બોલ્યો, હે પૌત્ર જો તને મારા વાક્યમાં વિશ્વાસ હોય અને તું તેને અવસ્ય જાણતો હોય તો મારી એ આજ્ઞા છે કે કારતકી પુનમને દિવસે મૌન ધારણ કરી જેષ્ટ પુષ્કરની સઘળી બાજુએ ત્રણે કુન્ડોની પ્રદક્ષણા કરી મધ્યા કુન્ડમાં સ્નાન કરી ઘણા યત્નથી શ્રાધ્ધ કરજે કે જેથી મારી દીવ્ય ગતિ

થાય. સુતજી બોલ્યા, મંત્રી રાજા વહદ્રથ, અને દશાર્ણી દેશના રાજાની કન્યા રાજા વહદ્રથની પત્નિ સઘળા બ્રાહ્મણોને નમસ્કાર કરી જુદી જુદી તેમની આજ્ઞા લઇ હે દ્વિજ શ્રેષ્ઠ પોતાને દેશ ગયા. હે બ્રાહ્મણ શ્રેષ્ટ, આ સઘળી પ્રદક્ષણાનો મહીમા જે કરવાથી બધા પાપ નાશ થઇ જાય છે તે આપને કહી સંભળાવ્યો છે. જો કોઇ શ્રધાથી પવિત્ર મનથી હંમેશ તેને સાંભળે તે ત્રીપુષ્કરના સ્નાનથી ઉપ્તન થયેલ ફળ પામે. હે દ્વિજોત્તમ, કારતકી પુનમને દિવસે આટલાજ વાસ્તે લોક મૌનવૃત ધારણ કરી પ્રદક્ષણા કરે છે.

ઈતીશ્રીપદ્મપુરાણ પુષ્કર માહાત્મે પંચદશ અધ્યાય સમાપ્ત

**રૂષી**—હે સુત એ વાત આપે કહી હતી કે બ્રહ્માએ યજ્ઞની દીક્ષાની વખતે સાવિત્રીને બોલાવ્યા હતાં પણ તે ન આવવાથી ગોપની કન્યાને પોતાની પત્નિ બનાવી યજ્ઞશાળામાં રાખી તો બ્રહ્માની પાસે શોકયને સાંભળી સાવિત્રીએ શું કર્યું તે અમને કહો. અમને તે સાંભળવાની ઘણી અભીલાષા છે.

**સુતજી**—પુલસ્ત્યની વાત સાંભળી સાવિત્રી ઝટપટ સ્નાન કરી સ્ત્રીને યોગ્ય ઘરેણાં ઉત્તમ રીતે પેરતી હતી તેવામાં પાર્વતી તેની પાસે આવી, તથા લક્ષ્મિ, ઈંદ્રાણી, સધા, સ્વાહા, વીભાવરી, અરૂધંતી, રતી, પ્રીતી, રંભા, રોહીણી, દેવી, વસુંધરા, ક્ષમા, પુષ્ટી, તુષ્ટી, મેધા, સરસ્વતી, વૈદેહી, કૃ વીગેરે બીજા પણ દેવતાઓમી આવ્યા સઘળા પુર્ણ પાત્ર લઇ સર્વ અંગોમાં આભુષણ

પેહેરી આવી પહોંચી. સાવિત્રી આ સર્વેને સાથે લઇ બ્રહ્માની પાસે ચાલી. ઘણા પ્રસન મનથી ગાજતે વાજતે સાથે જઇ રહી હતી તે વખતે નારદજી આવી પહોંચ્યા. હે દેવી, મેં તમને પેહેલાં બોલાવ્યા પછી પુલસ્ત્યે બોલાવ્યા પણ આપ સ્ત્રી સ્વભાવને આશ્રય લઇ દીક્ષાના સમયમાં પણ ન આવ્યાં. ત્યારે બ્રહ્માની આજ્ઞાથી ઇન્દ્ર ખોટી કન્યા લઇ આવ્યો. પછી વિષ્ણુએ પોતે તે વાતને પુષ્ટી આપી. મહાદેવ તથા બીજા સ્વર્ગવાસી દેવોએ પણ તે અમંગળ રૂપ ગોપ કન્યાને સારી કહી. એવાજ રીતે સઘળા બ્રાહ્મણોએ પણ તેની સાથે પીતાનો વિવાહ કરાવી દીધો. વધારે કહેવાથી શું ? પતિનશાળામાં લઈ જઈ મંત્ર બોલી તેની કેડમાં મેખલા બાંધી. હે દેવેશ્વરી, હવે ત્યાં તો આ પ્રમાણે વૃતાંત ચાલી રહ્યું છે. હે મંગળરૂપ આ બધું મેં મારી નજરે જોયું છે. કોઇથી સાંભળ્યું નથી. હે જગતંબે આ સાંભળી આપને જેમ ઠીક લાગે તેમ વરતો. હું તો તેને યજ્ઞમંડપમાં જોઈ ક્રોધાયમાન થઇ નીકળી આવ્યો છું. સુતજી બોલ્યા, હે દ્વિજશ્રેષ્ટ માહારાણી સાવીત્રી આ સાંભળી હેમંત રૂતુમાં કરમાયેલ કમળ, જેની જડ કપાઇ ગઇ છે એવી વેલ, પ્યારાથી વિખુટી પડેલ ચકવી, જેષ્ટ, અષાઢમાં સુકું તળાવ, ચંદ્રની હરી લીધેલી કળા, મૃગથી વિયોગી હરણી, રાજા વગરની સેના, પતી વીનાની સતા સ્ત્રી; સુકાચેલા ફુલોની માળા, મરેલા વાછડાની ગાયની માફક અત્યંત દુઃખી ઉદાસ મુખથી લાકડા જેવી થઇ ગઇ. એ

ની આવી હાલત જોઇ દેવોની સ્ત્રીઓએ નારદને ઘણો ધીકારી સાવીત્રીને કહ્યું હે દેવી કંકાશ પ્રિય નારદ સાચા જુઠાં વચનો બોલે છે આજ કામથી તે મુની પોતાનું હંમેશાં ભરણ પોષણ કરે છે. હે સાવીત્રી, સીવજીએ પેહેલાં મને વારંવાર કહ્યું હતું કે હે પ્રીય પાર્વતી તું મારી તરફથી સુખની આશા રાખતી હોય તો તું કદી પણ નારદ મુનીની વાતપર વિસ્વાસ કરીશ નહીં, નહીં તો તું અસહ્ય દુખ ભોગવીશ. ત્યારથી હું તો નારદના વચનનો વિસ્વાસ કોઇ દિવસ કરતી નથી. વાસ્તે જ્યાં તારા પતી છે ત્યાં જા. હે ભદ્રે, આપ જોઇને જે કરવું ઘટે તે કરજો. તેના કહેવા ઉપરથી અહીંઆંજ રહેવું ન જોઇએ. તમે ચાલો. સુતજી બોલ્યા. ગૌરીના વચન સાંભળી હર્ષ રહીત સાવીત્રી પગલે પગલે પડી જતી યજ્ઞ ભણી ચાલી. હે દ્વિજ ત્યાનું ગાયન તેને અતો દુખકારી માલમ પડતું. તેમજ નાચ. મૃદંગ ઢોલના અવાજ પણ તે માહા પતિવ્રતાને અળખામણા થઈ પડયા. જે કાંઇ યજ્ઞમાં સણગાર થઇ રહ્યો હતો તે તેને અંગારા જેવો લાગ્યો. આંસુથી ભરાઈ ગયેલા નેત્રે વારંવાર નિસાસા નાંખતી અને વિચાર કરતી ઘણી મુસકોલે યજ્ઞમંડપમાં પોંહોંચી. દુઃખથી તે યજ્ઞમંડપને કારાગ્રહની બરાબર જોવા લાગી. હવે બ્રહ્માએ સાવીત્રીને યજ્ઞ મંડપમાં જોતાંજ તેજ ક્ષણે મોઢું નીચું ઘાલ્યું, તે પ્રમાણે માહાદેવ, વીષ્ણુ, અને યજ્ઞમંડપમાં આવેલા બીજા દેવતાઓએ પણ નીચાં મોઢાં ઘાલ્યાં, અને તે શ્રેષ્ટ બ્રાહ્મણો જે

યજ્ઞનુ કાંમ કરી રહ્યા હતા, તે ભયથી વ્યાકુળ થઇ ચુપ થઇ ગ-યા. હવે તે સાવીત્રી બ્રહ્માને શોકયની સાથે જોઈ ક્રોધથી લાલ આંખો કરી બોલી—હે માહાવૃધ, શું તને આ પ્રમાંણે ઘટીત છે કે આ ગોપની કન્યાને તું પત્નિ બનાવે? જેના બંને પક્ષોમાં અસંખ્ય પતી કરાય છે. શૌચાચારથી રહીત ધર્મના કામને જાણુતી પણ નથી. એના માતાના પક્ષમાં અને પીતાના પક્ષમાં પશુઓની પેઠે અધમ કાર્યના કાંમમાં આશક્ત રહે છે, જેવી રીતે પશુ ઘાસ, પાંણી અને વૃક્ષોને ખાઇ વીષ્ટા મુત્ર કરે છે, બોજ ઉપાડે છે તેવીજ રીતે આનુ સઘળું કુળ કેવળ અન્ન ખાઇ, પાણી પી હગવા મુતરવાના સીવાય બીજો આચાર કાંઇ સમજતા નથી તો ધર્મની કથા તો શું છે? હે કમળથી ઉત્પન, નીચ જાતના લોક પણ તે યોનીની કન્યા નથી લેતા. ભરવાડ પશુ સમાન છે તે વાસ્તે તેં આજ આ શું કર્યું? જેથી હસવું આવે છે બીજા લોકો આશ્ચર્ય પામે છે જો તારે યજ્ઞમાં સ્ત્રીની જરૂરજ હતી તો શું ત્રણુ લોકમાં કોઇ બ્રાહ્મણી જન્મી નહોતી જે આ શૌચાચારથી વીમુખ બીજા કામી માણુસોથી ભોગી માહા પાપણી સેંકડો હજારો વેશ્યાઓથી પણ અધીક તને મળી? નીચ જાતની પણ કન્યા જો ક્ષત્ય યોની (જેણે પુરૂષોનો સંગ કર્યો હોય) હોય તો તે માતાપીતાના પક્ષને અને પોતાના શરીરને પણુ પતીત કરે છે એટલા માટે આ નિંદા કરવા લાયક કામથી બીજા દેવોની પ્રમાણે પૃથ્વિપર તને કોઇ નહીં પુજે. એકલા પુષ્કરરાજ સિવાય બીજા સ્થાનોમાં જે માણુસ તારી પુજા કરશે તે નિર્ધન

થશે. હે દ્વિજ શ્રેષ્ઠ, એ સાવીત્રી બ્રહ્માને એ પ્રમાણે કહી ક્રોધીત થઇ ઇન્દ્ર ભણી જોઇ બોલી હે ઇન્દ્ર, જો તું ભરવાડની કન્યા લાવ્યો તો આ ચંચળ કર્મને ભોગવ. આજથી યુદ્ધમાં હંમેશાં તારે પરાજય થશે. ભારે ભયથી હંમેશાં તું સ્વર્ગમાં વસીશ. યુદ્ધમા હારી ગરીબ થઇ ઘરડો હોવા છતાં પણ કારાગ્રહ સેવીશ. હે દુષ્ટ બુદ્ધી વાસુદેવ, આ દુર્મતી ડોસાના વિવાહને માટે તેં ગોપની કન્યાને વાસ્તે ટેકો આપ્યો એ કારણને લીધે તું નીંદીત મનુષ્ય યોનીમાં જન્મી પ્રીયાના વિયોગથી ઘણો વખત દુઃખી રહીશ; કેમકે બીજાનું દુઃખ તું જાણતો નથી. પોતાને દુઃખ ભોગવવુ પડે છે ત્યારેજ બીજાનું દુઃખ સમજાય છે. હે રૂદ્ર, તેં પણ વિષ્ણુ સાથ બ્રહ્માને પ્રસન કરવા આ નીંદીત કન્યા માટે ખુશી થઇ ટેકો આપ્યો વાસ્તે તું ઇશ્વર થઇને પણ દુઃખી રહીશ. જ્યાં ખરાબ કામ થયાં કરે છે ત્યાં ભયાનક રૂપ ધરી કદરૂપા ગણ સાથે રહીશ. અને સઘળા બ્રાહ્મણો મારા વચનથી હંમેશાં દરીદ્રી થશો. કદાચ દૈવ યોગથી ધન મળશે તો ભોગવવામાં નહીં આવે અથવા દાટ્યું રહેશે અથવા નીષીધ્ધ કામમાં લાગશે અથવા નાશ થશે. જપ, હોમ વિશેષ કરી વેદપાઠ અને યજ્ઞ, પાખંડથી કરશો અને સોમ લત્તાને વેચશો. આ પ્રમાણે બ્રાહ્મણોને શ્રાપ દઇ તે ગાયત્રીને કહ્યું, તારા મુખમાંથી પ્રવેશ કરાવી આ ગાયત્રીને પવિત્ર કરેલ છે. તારા મુખમાં નાંખી શોાયને પવિત્ર કરી વાસ્તે મારા વચનથી તું વિષ્ટા ભક્ષી થઇ-

શા. ત્યારપછી કુબેરને કહ્યું હે ધનાઢય વિવાહને વાસ્તે તેં ધન આપ્યું માટે તું નિર્ધન થઈશ. તારો ભાઈ રાવણ અને તારા બીજા સેવક રાક્ષસો તારૂં ધન હરી લેશે. હે વાયુ તેં યજ્ઞમાં બ્રાહ્મણોને નોતર્યા વાસ્તે તું જેવો શ્રેષ્ઠ ગંધવાળો છે તેવોજ ખરાબ ગંધવાળો થઈશ. પછી અગ્નિને કહ્યું હે હુતાશન, તું અપવિત્ર કુળહીંણ યજ્ઞના કામમાં નીંદીત આહીરની છોકરી પત્નિશાળામાં બેઠી છે ત્યાં લોભથી પ્રજવલીત થયો વાસ્તે મારા વચનથી કઠોર શ્રાપ પામી યજ્ઞમાંથી ઉત્પન થયેલ તું સર્વ ભક્ષી થઈશ. બીજા દેવતાઓ જે અહીંઆં સહાય કરી રહ્યા છે તે મારા શ્રાપથી પીડાઇ પુત્ર રહીત થશે. સુતજી બોલ્યા હે દ્વિજ શ્રેષ્ઠ, આ પ્રકારે તે દેવોને વીવીધ શ્રાપ દઇ બધાને છોડી દેવપત્નિ સાથે ઉત્તર તરફ મુખ કરી ભુખથી વ્યાકુળ થઇ ગયેલ સ્ત્રીની પેઠે નીશાશા નાંખતી યજ્ઞમંડપમાંથી નીકળી. હવે તેને જતી જોઈ બ્રહ્મા બોલ્યા, હે સાવીત્રી કોપ ન કર આમાં મારો કાંઇ દોષ નથી. જ્યારે મને માલમ પડયું કે યજ્ઞનો સમય જવા આવ્યો છે ત્યારે પાપના ભયથી ગાયત્રીને પત્નિ બનાવી. તું શ્રેષ્ઠ, ઉમદા કુળની બુદ્ધિમાન છું માટે મારા કહેવાથી પત્નિશાળાને શોભાયમાન કર. હે કલ્યાણી, આ ગાયત્રી સઘળા કામમાં તારી દાસી થશે, એટલા માટે તું ગુસ્સો તજી દે. પતી ધનવાન અથવા નિર્ધન, કદરૂપો અથવા બુદ્ધિહીણ હોય, ન કરવાનું કામ કરનાર હોય, તોપણ સ્ત્રીને તે હંમેશા પુજનીય છે. હે સુચી સ્મિતે, જો આપણા કુલથી

વીરોધથી કામ કરનાર હોય અને સદા પરસ્ત્રી ગમન કરનાર હોય તોપણ કુલીન સ્ત્રીઓને અતી પુજ્ય છે. સાવીત્રી બોલી, હે કામી હું એવી જગાએ જઈશ કે જ્યાં તારૂં નામ પણ સાંભળવામાં આવે નહીં. આ મેં આજે મારા મનમાં નીશ્ચય કર્યો છે. તે દેવી આ પ્રમાણે બોલી, પર્વતના શીખર ઉપર ચઢી ત્યાં બેશી દીવસ રાત પ્રચંડ તપ કરવા લાગી. જો માણસ આજે પુષ્કરમાં સારી રીતે ભક્તિથી સ્નાન કરી તેનું દર્શન કરે તો તે અગ્નિષ્ટોમયજ્ઞનું ફળ ભોગવશે. તેની દક્ષિણ તરફ બેસી શ્રધાથી એકવાર ગાયત્રીનો જપ કરશે તેને લાખ ગાયત્રીના જપ કર્યાનું ફળ મળશે. હે દીજ, જે સ્ત્રી તેની સામે નૃત્ય અને ગાયન કરશે તે જન્મો જન્મ સોભાગ્યવંતી રહેશે. જે સ્ત્રી ઘી ભરેલા લાલ દોરાની દીવેટથી તેની સામે દીવો કરશે તે કદી વિધવા થશે નહીં. જે સ્ત્રી તેની આગળ અનેક પ્રકારના ફળ ધરશે હે દ્વિજ શ્રેષ્ટ, તે કદી વાંઝણી રહેશે નહીં. જે સ્ત્રી એના દક્ષિણ ભાગમાં સ્વાદિષ્ટ મીષ્ટાનથી સાત સ્ત્રીઓને ભોજન કરાવશે તે ત્રણસો કલ્પ સુધી દુ:ખી, દરીદ્રી, વાંઝણી, અને અભાગણી કદી થશે નહીં. જે સ્ત્રી સ્નાન, ગંધ, પુષ્પ, ધુપ, વસ્ત્ર, અલંકાર, બળીદાનથી (જેવા કે શ્રીફળ હોમતાં) સાવીત્રીની પુજા કરશે તે રાજાનું ઘર છોડી બીજા કોઇ સ્થાનમાં જનમશે નહીં. રાણી થઇ પુત્ર, સૌભાગ્ય અને સુખ સદા ભોગવશે. હે બ્રાહ્મણ શ્રેષ્ટ સાવીત્રીએ જતી વખત પર્વતની તળેટી આગળ ચર્ણ ધર્યાં હતા. ત્યાં પુરૂષ અથવા સ્ત્રી ચર્ણ ધરશે અથવા ત ચર્ણને સ્પર્શ કરશે અ-

થવા મન લગાડી તેની પુજા કરશે તે માણુસ ગરીબ અને અભાગી કદી થશે નહીં, અને સ્ત્રી સદા સૌભાગ્યવતી રહેશે. હે દ્વીજ શ્રેષ્ટ તે યજ્ઞમા સાવીત્રીના બ્રહ્મા સાથે જે વાદવિવાદ થયો તે સઘળો આપને કહી સંભળાવ્યો. જે મનુષ્ય ભક્તિથી તેને વાંચશે અથવા સાંભળશે તે યજ્ઞનું સંપુર્ણ ફળ પાંમશે. જે માણુસ પવિત્ર, સાવધાન થઇ શ્રાદ્ધ વખતે બ્રાહ્મણોની સામે વીશેષ કરી વાંચશે તે ગયા શ્રાદ્ધના પુર્ણ ફળને પામશે. જે માણુસ સુર્ય ગ્રહણ, પુર્ણમાસી અને અમાવાસીઆને રોજ તેનો પાઠ કરશે તે એક પખવાડીયાના સમપુર્ણ પાપથી છુટી જશે. જે માણુસ આ સાવિત્રીના આખ્યાનનું બીજા સ્થાનમાં, શ્રેષ્ટ બ્રાહ્મણોની પાસે અથવા અન્ય માહાત્માઓની પાસે કીરતન કરશે તે જન્મથી મર્ણ પર્યંતના પાપથી નકી મુક્ત થશે.

ઈતી પદ્મપુરાણે પુષ્કર માહાત્મે સોળ અધ્યાય સમાપ્ત.

**સુતજી**—સાવિત્રીના ગયા પછી લોકના પીતામહ બ્રહ્માએ ચિંતાયુક્ત સઘળા બ્રાહ્મણોને કહ્યું કે મારા યજ્ઞમાં ભયને મુકી દઇ સાવધાન થઇ જેનું જે કામ હોય તે કરો. ગાયત્રી બોલી હે શ્રેષ્ટ બ્રાહ્મણ સાવીત્રીએ કોપથી તમને જે શ્રાપ દીધો છે અને ક્રોધમાં આવી તમારા દોષ વર્ણવ્યા તે કળીયુગ છોડી બીજા કાળમાં કોઈ પ્રકારે થશે નહીં એટલું છતાં સઘળા લોકોમાં તમે પુજનીય રહેશો. તમારા વચન વિના કોઇ કામ થશે નહીં તમારા વચને કરી મંત્રહીણ કામ પણ સઘળા ગુણયુક્ત થશે. અ-

ને તમારી આજ્ઞા સીવાય સઘળું કાંમ નિષ્ફળ થશે એ તમને સત્ય કહું છું. હે ઈન્દ્ર તું બંધનમાં પડીને પણ પાછો સ્વર્ગને પામીશ એમાં સંદેહ નથી. આ મેં સત્ય કહ્યું છે. ત્યારપછી યુધ-માં દૈત્ય રાક્ષસ અથવા કોઇથી પણ તારી હાર થશે નહીં. હે અગ્નિ સાવીત્રીના શ્રાપથી સર્વ ભક્ષી તું સઘળા દેવોનું મુખ થઇ પવિત્ર ગણાઇશ. આજથી જે હવી યજ્ઞમાં હોમાશે તે સઘળા તારા મુખમાંથી દેવોને પહોંચશે, એમાં સંદેહ નથી. હે વાયુ તું નિંદીત ગંધવાળો થઇને પણ સઘળા પ્રાણીઓના શરીરમાં જીવ રૂપ થઇશ અને મોટા યજ્ઞમાં વીશેષ કરી હોમનો ભાગ લઇશ. મારૂં આપેલું તારામાં ઘણું બળ રહેશે. હે ધેનું તું શ્રાપના દો-ષથી અપવિત્ર પદાર્થ ખાઇને પણ યજ્ઞના કામમાં અતી સુધ અમૃત સમાન દુધ દઇશ જેથી યજ્ઞનું કાર્ય અને વીશેષ કરી પીતરોનું કાર્ય ચાલસે એમાં સંદેહ નથી. જેવી રીતે સઘળા દે-વગણ સર્વે સ્થાનમાં વિશેષ કરી પુષ્કરમાં પુજાય છે તેવીજ રીતે તારી પણ અનેક પ્રકારથી પુજા થશે.

ઈતી શ્રી પદ્મપુરાણે પુષ્કર માહાત્મે સપ્તદશો અધ્યાય સમાપ્ત.

**સુતજી**—હે દ્વિજોત્તમ, ગાયત્રીએ આ પ્રમાણે દેવ અને બ્રાહ્મણોને પ્રસન કર્યા તેમજ અવ્યક્ત જન્મા બ્રહ્માનો ત યજ્ઞ પાંચ રાત્રીમાં સમાપ્ત થયો જ્યાં બ્રાહ્મણોની દક્ષણાને મા-ટે પગલે પગલે સુવાર્ણ મુદ્રા રખાતી હતી. હે દ્વીજોત્તમ દીન,

આંધળાં. દરીદ્ર, અને બીજા લોકોને પણ તેઓની મરજી પ્રમાણે પદાર્થ ભુષણ અને વસ્ત્ર અપાતાં હતાં. આ વખતે પુલસ્ત્યે બ્રહ્માને કહ્યું હે પીતામહ આજ આપનો મહા યજ્ઞ પુરો થયો. તેમાં કાંઇ પ્રાયશ્ચિત થયું નથી. દક્ષણા સારી રીતે પુરેપુરી અપાઇ છે એટલા માટે હવે યજ્ઞની પાછળનું સ્નાન કરવું જોઇએ. ત્યાં વરૂણનું કાંઇ વિશેષ કામ કરવું જોઇએ વાસ્તે સુંદર જેષ્ટ કુન્ડના કીનારે ચાલો. જ્યાં સુંદર જળમાં વરૂણની પુજા કરીએ. જેવી રીતે મંત્રપુર્વક સઘળી આહુતી અગ્નિમાં અપાય છે તેવીજ રીતે યજ્ઞની સમાપ્તિને વાસ્તે જળમાં હવન કરવો જોઇએ. હે સુર શ્રેષ્ટ, આ યજ્ઞનું પાત્ર વરૂણને પ્રસન કરવા વાસ્તે ત્યાં મંત્રોથી હોમવું જોઇએ. જે ત્યાં હોમની અંતમાં આપની સાથે સ્નાન કરશે તે નિરોગી અને સીધ મનોર્થવાળો થશે. હે પદ્મજ પથ્વીપર જે બીજાં તીર્થો છે તે સઘળાં તે વખતે જળમાં રહે છે, જેથી હે વીભો, સઘળાં પ્રાણીઓ યજમાન સાથે મંગળદાયક જળમાં સ્નાન કરે. સુતજી બોલ્યા આ સાંભળી ગાયત્રી સહીત પ્રસન કૃતાર્થ બ્રહ્મા સર્વથી ઉત્તમ તાર્થ જાણી ચાલ્યા. હવે સઘળા દેવતા વિશેષ કરી માણસ તે પુલસ્ત્યનાં વચન સાંભળી ઘણી શ્રદ્ધાથી સ્નાન કરવા બ્રહ્મા, સેવક અને સંતાન સહીત ખુશી થઇ ચાલ્યા. જેષ્ટ પુષ્કરમાં તે સઘળાઓ તે અતી પવિત્ર સ્નાન નીમીત સીઘ્રતા કરતા લોકોની મોટી ભીડ થઇ જેથી ત્યાં ન તો બ્રહ્મા દેખાતા, ન કર્મ કરાવનાર રૂ

લિજ દેખાતા, ન તો જપ સહીત કરેલું કર્મ જણાતું. ત્યારે બ્રહ્મા પોતે બોલ્યા હે ઇન્દ્ર, એક મોટો ઉત્તમ વાંસ જલદી લઇ આવો તેની ટોચપર કાળા હરણનું ચામડું બાંધી ઐરાવતપર ચઢી મારી પાસે ઊભા રહો અને સ્નાનના સમયે પાણીમાં તમે એને ફંકજો જેથી સઘળા લોક સ્નાનનો ઠીક વખત જાણે. જેથી દુર ઉભેલા પણ બાળક અથવા મોટા વૃદ્ધ પણ માણસના કર્મના અંતમાં સ્નાનથી ઉત્પન્ન મંગળને નીસંદેહ પામે. આ પ્રમાણે બ્રહ્મદેવથી આજ્ઞા મળી કે ઇન્દ્ર બહુ સારૂ એમ કહી ત્યાંહાંથી સીઘ્ર ચાલ્યો ગયો. ઐરાવત ઉપર ચઢી વાંસની ટોચપર મૃગછાળા મુકી જળના વચમાં ઉભો. તે પછી વેદ ભણનાર સઘળા બ્રાહ્મણ અને બધા દેવોના કહેવાથી ઉત્તમ દેવ, ગંધર્વ, કીન્નર, નાગ, ગુહ્યક, ચારણ, માણસ, મુખ્ય મુની, સ્ત્રી તે પ્રમાણે બાળકોએ સ્નાન કર્યું. જ્યારે સઘળા દેવોએ સ્નાન કરી લીધું ત્યારે બ્રહ્મા સીઘ્ર વીનવેલા ઇન્દ્ર પ્રત્યે બોલ્યા હે ઇન્દ્ર તેં મારા યજ્ઞમાં દુઃખ વેઠયું વાસ્તે તારૂં કલ્યાણ થાઓ. ઊત્તમ વર માંગ. ઇન્દ્ર બોલ્યો, હે સુર શ્રેષ્ટ, જે રાજા દર વર્ષે અહીંઆં આવી હાથી ઉપર બેસી જેવી રીતે મેં કર્યું તે પ્રમાણે વાંસના અગ્ર ભાગ વડે જળમાં મૃગછાલ ફંકશે તે પાપ રહીત થશે. હે પીતામહ જેષ્ટ કુન્ડના પવિત્ર જળમાં જે મૃગછાલા સાથે લઇ સ્નાન કરે તેના વર્ષ એકના પાપ નાશ થઇ જાય. અને આપની દયાથી પુષ્કરની જાત્રાનું સો ઘણું ફળ

થાઓ. પીતામહ બોલ્યા, અહીંઆં જેષ્ટ પુષ્કરમાં પાંચ રાત જાત્રા કરી પડવેને દીવસે જે માણસ મૃગચર્મથી સ્નાન કરશે તે ઇન્દ્રીય વિલાસી થઇનેપણ વર્ષ લગીના પાપથી જરૂર છુટશે અને તેની જાત્રા સફળ થશે. હે દેવેષ, સર્વે વાતે તે માણસ ઉપદ્રવ અને વ્યાધી રહીત થશે એમાં સંદેહ નથી. સુતજી બોલ્યા, આ વખતે એક માણસ લાકડી ટેકી કષ્ટથી શ્વાસ લેતો મોંઢામાંથી કફ અને રક્ત થુંકતો ક્ષય રોગી આવીને બોલ્યો હે પિતામહ, આપનો યજ્ઞ થાય છે એવું સાંભળી ભુખ અને તરસથી વ્યાકુળ થઇ અહીંઆં આવ્યો છું. હે પિતામહ પેહેલાં આપે મને ફક્ત પેદા કર્યો પણ મારા જીવનને વાસ્તે કાંઇ પણ ઉપાય કર્યો નહીં તો હે લોક નાથ હું શીરીતે જીવું ? વાસ્તે હે દેવ દયા કરો કે મારી તૃપ્તિ થાય. આપની કૃપાથી આપનું દર્શન વ્યર્થ ન જાય. બ્રહ્મા બોલ્યા, અહીંઆં પુષ્કરમાં આવી જો પેહેલાં તારૂં તરપણ કરશે અને પછી દેવ પીતરોનું તરપણ કરશે તો તેનું તરપણ અને શ્રાધ સફળ થશે નહીં તો નિષ્ફળ જશે એમાં સંદેહ નથી. મૃગચર્મના ઉત્સવ વખતે પણ જે તારૂં શ્રાધ કરશે તેના વંશમાં ક્ષય રોગ કદી થશે નહીં. રોગથી પીડીત જે માણસ તારૂં શ્રાધ કરશે તે નીરોગી થશે. બ્રહ્મદેવે આ પ્રમાણે વર આપ્યા પછી સઘળા દેવ અને બ્રાહ્મણોને વિદાય કર્યા. પછી પોતે પણ પ્રસન થઈ બ્રહ્મલોકમાં ગયા. આ પ્રકારે પુર્વકાળમાં બ્રહ્માએ જેષ્ટ પુષ્કરમાં યજ્ઞ કર્યો ત્યાં બ્રહ્માનો ઘણો આશ્ચર્યવાળો સુંદર યજ્ઞ થયો. જે કોઇ આ માહાત્મને સારી રીતે વાંચશે અને જે માણસ પ્રાતઃકાળ ઉઠી ખરી ભક્તિથી સાંભળશે તેને અગ્નિષ્ટોમ યજ્ઞનું ફળ મળશે. અને સર્વ પાપથી છુટી મારા લોકમાં જશે એ હું સત્ય કહું છું.

ઈતી શ્રી પદ્મપુરાણે પુષ્કરમાહાત્મે અષ્ટાદશ અધ્યાય સમાપ્ત.

**રૂષી**—હે સુત આપે જેષ્ટ પુષ્કરમાં પાંચ સારશ્વત નાંમે તીર્થ કહ્યાં તે શીરીતે ઊત્પન થયાં તે અમને વિસ્તારી કહો. હે સુતપુત્ર, કયા વખતે અને કયા સ્થાનથી સરસ્વતિ નદી અહીંઆં આવાં તે સઘળું વર્ણવો.

**સુતજી**—આજે આપેપ્રશ્ન કર્યો છે તે ઘણો ભારે છે પણ હું પીતામહને પ્રણામ કરી તેનો ઉત્તર દઊં છું. પુર્વ કાળમાં વાડવ નામે અગ્નિએ અતી ક્રોધથી આખી પૃથ્વિ નષ્ટ કરી નાંખી, એનામાં અદભુત શક્તિ હતી. આ વખતે ઇન્દ્ર આદી બધા દેવતાઓ પૃથ્વિ સુનાં હોવાથી યજ્ઞ ભાગ વીનાના થયા. બધા લોકો ભયભિત થઇ જળને કાઠે રહેવા લાગ્યા. ન તો કોઇ યજ્ઞ કરતું, ન તો કાંઇ ધર્મનું કામ થતું. ત્યારે દેવલોક ઇન્દ્રને આગળ કરી બ્રહ્મલોકમાં જઇ પ્રણામ કરી અનેક પ્રકારથી વેદમંત્રોથી સ્તુતિ કરી બ્રહ્મા પ્રત્યે બોલ્યા હે પીતામહ, વાડવ અગ્નિ પૃથ્વિ ઉપર બધા લોકને બાળી રહી છે કોઈ રક્ષા કરનાર નથી. સઘળા લોકોનો અને યજ્ઞનો નાશ થઇ જશે અને યજ્ઞમાં ભાગ નહી મળવાથી અમારા સઘળાનો પણ નાશ થશે. હે પ્રભુ અમે સઘળા તેનાથી બચવામાં અસમર્થ છીએ. લોકને ભયથાં છોડવી આપ યજ્ઞ કરો. બ્રહ્મા બોલ્યા હે સુરેશ્વર તમે સર્વે જાઓ કોપાયમાન હું, યુક્તિથી લોકની રક્ષા કરીશ એમાં સંદેહ લાવશો નહીં. હવે લોકના પીતામહ બ્રહ્માએ એ પ્રમાણે કહી દેવોને વિદાય કરી તેજ વખતે ગંગાને બોલાવી આદર સત્કારથી બોલ્યા, વાડવ નાંમે અગ્નિરૂપથી સઘળા લોકોને બાળે છે તેને જલદી સમુદ્રમાં પોંહોચાડો. સમુદ્ર શિવાય ત્રણ લોકમાં તેને રહેવાલાયક બીજું

સ્થાન નથી. નહીં તો આ મહા ભયાનક પૃથ્વિ ઉપર વધારે વધી જશે. ત્યાં તે રાજીમાં રહેશે માટે આ કામ કરો. સુતજી બોલ્યા બ્રહ્માના આ વચન સાંભળી ગંગા કરમાયેલે મોઢે બોલી હે પ્રભુ હું તેને લઇજવા સમર્થ નથી. તેને અડતાંજ મારૂં બધું જળ સુકાઇ જશે. વાસ્તે આપ આ કામને માટે કાંઇ બીજો ઉપાય સોધો. આ સાંભળી બ્રહ્માએ તે વખત સઘળી નદીઓને બોલાવી કહ્યું તમે સર્વે આ મોટા વેગવાળા વડવાનળને લઇ જઇ સમુદ્રમાં પોંહોંચાડો નહીં તો તે સર્વેને ગળી જશે. ગંગાએ જે રાંતે કહ્યું હતું તે પ્રમાણે આ બધાએ કહ્યું તે વખતે બ્રહ્માએ પોતે જાતે સરસ્વતીને બોલાવી કહ્યું હે પુત્રી તું આ વડવાનલ અગ્નિને લઇજાવા સમર્થ છે. સઘળા લોક વડવાનલના ભયથી બચી નીરાંત પામે, નહીં તો પૃથ્વિ ઉપર સઘળાનો નાશ થઇ જશે. ત્યારપછી મારી સાથે બધુ સ્વર્ગ લોક પણ નાશ થઇ જશે એમાં સંશય નથી. સરસ્વતી બોલી, તે તિક્ષણ અગ્નિને બીજા કોઇ સ્થાનમાં લઇ જવા હું અશક્ત છું. હવે જાબુદ્વીપને છોડો કેમકે તેમ થવાથી હે વીભો લોકો સ્નાન કરવાથી અને સ્પર્શ કરવાથી મને દુષિત કરશે વાસ્તે આ વિષયમાં હું શું કરૂં? બ્રહ્માએ કહ્યુ હે પ્યારી તું એને પાતાળમાંજલદી લઇજા, જેથી તને કોઇ સ્પર્શ ન કરી શકે અને જો આને લઇ જતાં વખતે તને બળવાની પીડા થાય તો હું તને આજ્ઞા દઊં છું કે હે પુત્રી તેના તીખા તાપથી બળેલી સમજી પૃથ્વિને ફાડી પુર્વ ભાગી મુખ કરી ચાલજે. હે સુંદરી ત્યારે તારા વિશ્રામને માટે સાડાત્રણ ક્રોડ તીર્થ તારી પાસે આવશે. મારા વચનથી તારૂં પ્રાચી નામ પડશે. વિશ્રામ લઇ સ્વસ્થ થઇ પછી તું વેગથી પાતાળને માર્ગે સાગરમાં જજે. હે પુત્રી એમ કરવાથી તારો ઘણો જશ કલ્યાણ અને શ્રેષ્ઠ પવિત્ર-

તા થશે માટે ઘણી ઉતાવળથી જા. સુતજી બોલ્યા, જેવી માહારાજની આજ્ઞા એમ કહી બ્રહ્માને નમસ્કાર કરી હિમાલય ભણી ચાલી ત્યારે હે દ્વિજ પાકર વૃક્ષ લગી પોંહોંચી. તેની બખોલથી તે મુખ્ય નદી ચારે તરફથી ડુબતા મચ્છ કચ્છ અને સીસુમારથી ભરેલી ભુમીને છોડી પાતાળમાં ચાલી ગઇ. તે પછી તીખા સંતાપથી પીડાઇ પૃથ્વિ ઉપર જઇ કાંઇ વિશ્રામ લઇ હે દ્વિજ સત્તમ, તે નદી પાછી દેખાઇ અને બ્રહ્મા વર્તમાં પોંહોંચી પાછી અલોપ થઇ. હે દ્વિજોત્તમ, કુરૂક્ષેત્રમાં પ્રાચી થઇ પછી તે શ્રેષ્ટ નદી પુષ્કરારણ્યમાં જઇ અગ્નિથી પીડાઇ પંચશ્રોતા થઇ ગઇ, કંનકા સુપ્રભા, પ્રાચી, સુધા, નંદા, સરસ્વતી આ નામોથી પ્રસિદ્ધ થઇ. પછી બ્રહ્માના યજ્ઞસ્થાનની ચારે તરફ વહી, સઘળા તીર્થના આશ્રય રૂપ મહર્ષીઓથી સ્તુતિ કરાએલી ખજુરીના વનમાં પોંહોંચી પશ્ચિમ ભણી મો કરી કેટલેક લગી ચાલી પાછી અલોપ થઇ ગઇ, અને પછી શ્રીસ્થળમાં પાછી પ્રભાસ તીર્થમાં પ્રગટ થઇ વડવાનળને લઇ તેના કઠણ માહા તાપથી હેરાન થઇ સમુદ્રમાં પેઠી તે વડવાનળ પણ અપાર જળવાળો સાગર હાથ લાગવાથી ઘણો પ્રસન થઇ સરસ્વતી પ્રતે બોલ્યો, હે સુંદરી સરસ્વતી હું તારા કામથી પ્રસન થયો છું. તારૂં સદા કલ્યાણ થાઓ. મનવાંછિત વર માંગ. તેણે ત્યાં વડવાનળથી ઊત્પન તીખા સંતાપને જાણી મનમાં વિચાર કર્યો કે આના તીવ્ર તાપથી સમુદ્ર સુકાઇ જશે માટે તેને બચાવું અને સમુદ્રને પ્રસન કરવા માટે કન્યા રૂપ ધારણ કરૂં એમ કહી તે સ્ત્રી રૂપ ધરી પુષ્પની માળા લઇ શાગર ભણી ચાલી. ત્યાં જઇ સમુદ્રને કહ્યું હું સરસ્વતિ નામે અતી શ્રેષ્ટ નદી કુંવારી છું. પીતામહની આજ્ઞાથી આ વડવાનળને લઇ આવી છું માટે પ્રેમભરી તમારી

પાસ આવેલી મને વરો. હું તમારૂં વડવાનળથી રક્ષણ કરીશ. સમુદ્ર બોલ્યો હે સુંદર મુખવાળી તારો કશો દોષ નથી કેમકે. બ્રહ્માની આજ્ઞા છે તારે અને મારે પણ વિશેષ કરી લોકની રક્ષા કરવી જોઈએ. હે સુંદરી હું તારૂ પાણી ગ્રહણ કરીશ પણ આ ભયાનક અગ્નિથી મારી રક્ષા કર. સમુદ્રના વચન સાંભળી સરસ્વતીએ પોતાની કાંસકી લઇ વડવાનળને દઇ કહ્યું આ કાંસકીને મોંમાં રાખી તેના છીદ્રમાંથી સમુદ્રનું પાણી પીજે. આ મારૂં પરમ વચન છે. આથી વધારે પાણી જો તું પીશ તો વડવાનળ સાંભળ હું તને શ્રાપ દઇશ. સુતજી બોલ્યા હે દ્વિજશ્રેષ્ટ વડવાનળ એમજ કરીશ એવી પ્રતિજ્ઞા કરી તે કાંસકી મુખમાં લઇ તેના દ્વારથી સમુદ્રનું પાણી પીતો હજુસુધી સરસ્વતીની આજ્ઞા પાળે જાય છે. સમુદ્ર તો ઘણી રૂપવાન પતિવ્રતા સ્ત્રીના મળવાથી ખુસીથી પ્રફુલિત થઈ ઘણો આનંદ ભોગવવા લાગ્યો. આ પવિત્ર સર્વે પાપનુ નાશ કરનાર આખ્યાન છે. તે જે કોઈ વાંચશે અથવા સાંભળશે તે સઘળા પાપથી છુટી જશે. પુષ્કરમાં પંચ સરસ્વતીનું આ માહાત્મ માણસોને માટે કામધેનુ છે. પાપનુ નાશ કરનાર અને અતી ગુપ્ત છે. જે કોઈ સાંભળશે તે બ્રહ્મ પદને પામશે.

ઈતી શ્રીપદ્મપુરાણે પુષ્કરમાહાત્મે એકુનવીશ અધ્યાય

સમાપ્ત.

ઋષી—હે દ્વિજશ્રેષ્ટ કારતક માસનું શું ફળ છે તે કહો પુષ્કરના સ્નાનના માહાત્મનું ફળ આપ જાણો છો વાસ્તે કહેવું જોઇએ.

સુત—હે મુની, આપ સરવે લોક શ્રેષ્ઠ પાપ નાશક કઃ-

ષ્કરના માહાત્મને સાંભળો. કારતક સુદના પાછલા પાંચ દિવ-
સમાં કુરૂક્ષેત્ર આદિ તીર્થ ગંગા વીગેરેને લઈ, કાસી વિગેરે સાત-
પુરી, જેષ્ટ પુષ્કરમાં આવે છે. ઈન્દ્ર આદી બધા દેવતા, મરીચી
વીગેરે રૂષી નારદ વીગેરે મુની સ્નાનને માટે પંચનંદ સરોવરમાં
આવે છે. ઈન્દ્રાણી, રંભા ધૃતાચી, ઉર્વસી, અને તીલોત્મા અ-
પ્સરા પદ્મકયોગમાં સ્નાન કરવા આ સરોવરમાં આવે છે. યજ્ઞ-
માં લાગેલા બ્રહ્માએ પેહેલાં ત્રણ પુષ્કરની પ્રદક્ષણા કરી, જે કારતક
માસમાં વારાહની પુજા કરે તેના ઉપર બીંદુ માહાદેવ પ્રસન
થાય છે. કારતકના સાડાપાંચ દિવસ સુધી સઘળા તીર્થ અને
નદી આ પંચનદમાં સ્નાન કરી શ્રેષ્ટ વારાહની પુજા કરી
પુષ્કરમાં સ્નાન કરે છે. અજ રૂપ ઉગ્ર રૂપ સીવે બાસકલી નામે દૈત્યને
મારી રૂદ્રને નળકાનું રાજ આપી પર્વતની ટોચ ઉપર ઊત્તમ ને
પવિત્ર તીર્થ સ્થાપન કર્યું. જે નાગ તીર્થમાં સ્નાન પુજન કરી
પુષ્કરમાં આવી સંધ્યા કરે તે બુદ્ધિમાન અનેક પ્રકારના ભોગ
ભોગવીને કોટી ગણા પુન્યને પામે છે. કારતક માસમાં પુષ્કર તી-
ર્થમાં સ્નાન કરી હરીણીના શ્રાપથી છુટેલ પ્રભંજન રાજા અને
સરસ્વતી ઉત્તમ વીમાન ઉપર ચઢી સ્વર્ગમાં ગયા. જે બુધમાન
માણસ પદ્મકયોગમાં પુષ્કરમાં સ્નાન કરે છે તે દુષ્ટ કળીયુગના
બંધનથી છુટી જાય છે અને જે આવો યોગ મળતા છતાં પુ-
ષ્કરમાં સ્નાન નથી કરતા તે મહા અઘોર ખાડામાં પડી કોટી
કલ્પ સુધી પરાધિન રહે છે. જે માણસ કારતકના ભીષ્મ પંચક-
માં પુષ્કરમાં સ્નાન કરે છે તે ગાય, બાળક, પશુ અને બ્રાહ્મણને
વધ કરનાર હોય તોપણ સ્વર્ગ લોકમાં જાય છે. સઘળા તીર્થોની
વાયમાં સ્થાપેલ પવીત્ર, મનુ લોકમાં શ્રેષ્ઠ, પાપનાશક તીર્થોને
આધાર, સઘળા દેવોનું નિવાસસ્થાન એવું બ્રહ્મપુષ્કર પ્રસં

થાઓ. કારતકના પાંચ દીવસ પુષ્કર પૃથ્વિ ઉપર રહી બાકીના દિવસોમાં અંતરિક્ષમાં રહે છે. હે દ્વિજ આ સઘળું વૃતાંત મેં તમને સંભળાવ્યું હવે વારંવાર કેમ પુછોછો? જે પુષ્કરમાં ગાદાન, મધ્ય પુષ્કરમાં ઉત્તમ ભુમીનું દાન અને કની પુષ્કરમાં સોનાનું દાન દેવું જોઇએ. આ ત્રણે પુષ્કરની દક્ષણા છે. ધરણીધર વારાહ દેવની સ્તુતી કરવાથી માણસોને પુન્ય થાય છે અને પાપથી મુકાય છે. શ્રેષ્ટતીર્થના સ્નાનનું માહાત્મ વર્ણવી હવે તમો સઘળા રૂષીઓને વારંવાર નમસ્કાર કરૂં છું. લોમહરશણના પુત્ર પુરાણીક સુતજીએ પંચનદ સરોવરનું સાક્ષાત માહાત્મ બ્રાહ્મણોને સંભળાવ્યું જેના સાંભળવાથી સઘળાં પાપ નાશ થઇ જાય છે- આ પુષ્કરના મહાત્મને સાવધાન થઈ જે કોઈ વાંચશે તે સહસ્ત્ર કોટી કલ્પ લગી બ્રહ્મલોકમાં વાસ કરશે. જે માણસ કારતક સુકલ પક્ષમાં જેષ્ટ કુન્ડમાં સ્નાન કરી વારાહદેવનું દર્શન કરશે તે માતાનું દુધ ફરી નહીં પીએ. પુષ્કરતીર્થની બરાબરી બીજું તીર્થ નથી. પુષ્કરના જળની ઉપમા નથી. પુષ્કરના સ્નાનનો મહીમા અપાર છે.

ઈતી શ્રી પદ્મપુરાણે પુષ્કર માહાત્મે વિશોઅધ્યાય સમાપ્ત.

માહા સુદી ૧૫ સંવત ૧૯૪૮ને વાર સુકરવારને રોજ ગ્રંથ પુર્ણ થયો.



અત્યન્ત વિસ્તાર પામેલા.

# ધાતુ પૌષ્ટિક સુદર્શન

# ગોળીઓ.

આ ગોળીઓ પોતાના પ્રભાવવડે નપુષકને પુરૂષત્વતા બક્ષે છે, અને આઠ પ્રકારની ધાતુ ક્ષિણુતા, પાન્ડુ, પ્રમેહ, અમ્ળપીત, નબળાઇ, કળતર, ચકરી, વાઈ, વાયુ, માથા, ઊદર, મંદાગ્નિ, બંધકોષ, શ્લેખમ, તાવ, અને અતીસાર ઈત્યાદીક રોગોને નાશ કરી શરીરમાં પુષ્ટિ લાવે છે, અને લોહી સુધારી શરીરની કાન્તિ વધારે છે. સ્ત્રીઓને પણ સરખીજ ફાયદામન્દ છે.

૪૦ ગોળીની ડાબડી એકની કીંમત રૂ ૧) ટપાલ ખર્ચ જુદું. જેઓ રૂ ૫)ની ગોળીઓ સામટી મંગાવસે તેને ટપાલ ખર્ચ માફ. એજ રીતે રૂ ૧૦)ની મંગાવ નારને ટપાલ ખર્ચ માફ ઉપરાંત રૂ ૧૦) સેંકડે કમીશન મળસે. રોકડી કીંમતે અથવાં વેલ્યુપેએબલથી નીચેના સરનામાથી મળશે. નાટપેડ કાગળ લેવામાં આવશે નહીં.

ખાવાની રીત—બે ગોળીઓ સવારે દુધની સાથે ખાવી. ખાવામાં કોઈ પ્રકારને પરહેજ નથી, પરંતુ તેલ, મરચા અને ખટાઈ થોડી ખવાય તેમ સારૂ. પ્રમેહ વાળાને બે ગોળીઓ સવારમાં અને બે ગોળીઓ સાંજરે દુધ સાથે ખાવી મીઠું થોડું ખાવું કદાચ કોઇ પ્રકૃતી વાળાને આ ગોળીઓ ગરમી જણાવે તો ગોળીઓ ખાધા પછી વધારે દુધ વાપરવા ભલામણ છે.

આ ગોળીઓ તદન વનસ્પતીની બનેલી છે.

અજમેર આગ્રા દરવાજા } ગોળી બનાવનાર
નેહેર મોહોલા } મોહનલાલ બેચરદાસ.